(આ પુસ્તક રખડતું મુકી આશાતના કરશો નહીં.)

# શ્રી સિદ્ધાચલ સ્તવનાવલી.

(સામાયક ચૈત્યવંદન સુત્રાર્થ તથા ચૈત્યવંદનો, સ્તુતિઓ, પ્રાચીન સ્તવનો અને નવાણું પ્રકારની પુજા સહિત.)

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. નરોતમદાસ નેમચંદ તરફથી

મોતીલાલ હરીલાલ વકીલ

ઓ. સે. શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ

એસોસીએશન—અમદાવાદ.

તથા

શા. ચીમનલાલ લાલભાઇ.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કિંમત બાર આના.

(આ પુસ્તક રખડતું મુકી આશાતના કરશો નહીં.)

# શ્રી સિદ્ધાચલ સ્તવનાવલી.

( સામાયક ચૈત્યવંદન સુત્રાર્થ તથા ચૈત્યવંદનો, સ્તુતિઓ, પ્રાચીન સ્તવનો અને નવાણું પ્રકારની પુજા સહિત. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. નરોતમદાસ નેમચંદ તરફથી

**મોતીલાલ હરીલાલ વકીલ**

ઓ. સે. શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ

એશોશીએશન-અમદાવાદ.

તથા

શા. ચીમનલાલ લાલભાઇ.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કિંમત બાર આના.

શા. નરોતમદાસ નેમચંદ

જન્મ

સંવત ૧૯૪૧ ના વૈશાખ વદ ૨ તા. ૧-૫-૮૫

મરણ

સંવત ૧૯૭૨ ના આસો વદ ૨ તા. ૧૩-૧૦-૧૬

એમ. વાડીલાલની કં, રીચીરોડ-અમદાવાદ.

# પ્રસ્તાવના.

ઘણા મહાન પુરૂષોના આવાગમનથી ફરસાએલી ભૂમિ અને જેની પ્રત્યેક રજ તીર્થરૂપ છે એવાં તીર્થોમાં શ્રી સિધ્ધાચળ એ મુખ્ય અને સર્વથી અધિક જણાય છે કારણ કે તીર્થાધિરાજ શ્રી શેત્રુંજજી એ અનંત મહાત્માઓના ચરણ કમળથી પાવન થએલી પરમ પવિત્ર ભૂમિ છે એટલું જ નહીં પણ દેવેંદ્રો અને નરેંદ્રો પણ જેમના દર્શનની અભિલાષા નિરંતર કરે છે. વળી શાસ્ત્રમાં એ મહાતીર્થનો અતુલ મહિમા વર્ણવેલો છે. આવા તીર્થાધીરાજની વિધિપૂર્વક યાત્રા કરવામાં પરમ સહાયભૂત થાય એવું એક પુસ્તક બનાવવાનો મર્હુમ નરોત્તમદાસ નેમચંદનો વિચાર હતો તે તેમણે તેમની હયાતીમાં અમને શા. મોતીલાલ હરીલાલ વકીલને તથા શા. ચીમનલાલ લાલભાઈ ( હીરાચંદ રતનચંદવાળા ) ને જાહેર કરેલો તે પ્રમાણે અમોએ શા. બાલાભાઇ કકલભાઈને તેવા પ્રકારનું પુસ્તક બનાવવા જણાવ્યું તે ઉપરથી તેમણે ઘણાં પુસ્તકોમાં સંશોધન કરી સામાયક તથા ચૈત્યવંદન સુત્રાર્થ સહીત, પૂર્વાચાર્ય કૃત ચૈત્યવંદન, થોયો, એકસો છવીસ પ્રાચીન સ્તવનો, નવાણું પ્રકારી પૂજા આરતી,

મંગળ દીવા વિગેરે છપાવી પ્રસિદ્ધ કર્યાં છે, જેથી વાંચક વર્ગને યાત્રામાં મોટો લાભ થશે.

આ પુસ્તકમાં દ્રષ્ટી દોષથી કે છાપનારનો કસુરથી જે કાંઈ અશુદ્ધ છપાયું હોય તે સુધારીને વાંચવા અમારી નમ્ર ભલામણ છે.



# અનુક્રમણિકા.



| અંક | સૂત્રો. | પાનું. |
|---|---|---|

## ચૈત્ય વંદન સમુદાય.

## સ્તુતિયો કે થોયોનો સમુદાય.

| અંક | સૂત્રો. | પાનું. |
|---|---|---|



## સ્તવનોનો સમુદાય.

| અંક | સૂત્રો. | પાનું. |
|---|---|---|
| ૧૧ | સિદ્ધાચળ વંદોરે નર નારી. | ૬૩ |
| ૧૨ | શત્રુંજે જઇએ ને પાવન થઇએ | ૬૩ |
| ૧૩ | ચાલો સખી સિદ્ધાચળ જઇએરે. | ૬૪ |
| ૧૪ | ગિરિ રાજકું સદા મેરિ વંદના. | ૬૫ |
| ૧૫ | વિવેકી વિમળાચળ વસીએ. | ૬૬ |
| ૧૬ | મેં ભેટયા નાભિ કુમાર. | ૬૭ |
| ૧૭ | એ તો સકળ તીરથનો રાય. | ૬૮ |
| ૧૮ | ચાલો ચાલો સિદ્ધાચળ જઇએ. | ૬૯ |
| ૧૯ | ચાલોને પ્રીતમજી પ્યારા. | ૬૯ |
| ૨૦ | વિમળાચળ વિમળા પ્રાણી. | ૭૦ |
| ૨૧ | સિદ્ધાચળ સિદ્ધ સુહાવે. | ૭૦ |
| ૨૨ | વિરજી આવ્યારે વિમળાચળકે મેદાન | ૭૨ |
| ૨૩ | જે કોઇ સિદ્ધ ગિરિરાજને આરાધશેરે. | ૭૩ |
| ૨૪ | સિદ્ધ ગિરિરાજને ભેટીએ ભવિજન. | ૭૫ |
| ૨૫ | ડુંગર પ્યારોરે મે મોતીડે વધાવુંરે. | ૭૬ |
| ૨૬ | મોરા આતમરામ કુણ દિન શેત્રુંજે જાસું. | ૭૭ |
| ૨૭ | જઇએ જઇએ શેત્રુંજે ચાલી. | ૭૭ |
| ૨૮ | આજ આપે ચાલો સહીયાં. | ૭૮ |
| ૨૯ | આપો આપો લાલ મુંઘા મોલાં મોતી. | ૭૯ |
| ૩૦ | સકળ સમતા સુરલતાનો તુંહી અનોપમ કંદરે. | ૮૦ |

| અંક | સૂત્રો. | પાનું. |
| --- | --- | --- |

| અંક | સૂત્રો. | પાનું. |
|---|---|---|

# श्री सिद्धाचळ स्तवनावळी.

## (सामायक चैत्यवंदन सूत्रार्थ सहित.)

### १ ॥ अथ नवकार मंत्र ॥

**નમો અરિહંતાણં**—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ

**નમો સિદ્ધાણં**—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ,

**નમો આયરિઆણં**—આચારજ ભગવાનને નમસ્કાર થાઓ,

**નમો ઉવજ્ઝાયાણં**—ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ,

**નમો લોએ સવ્વ સાહૂણં**—લોકની અંદર સર્વ સાધુઓને મારા નમસ્કાર થાઓ,

**એસો પંચ નમુક્કારો**—એ પાંચ નમસ્કાર.

**સવ્વ પાવપ્પણાસણો**—સર્વ પાપના નાશ કરવાવાળા છે.

**મગળાણંચ સવ્વેસિં**—સર્વ મંગળીકને વિષે

**પઢમં હવઇ મંગલં**—તે પેહેલું મંગળીક છે.

. પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વ વર્ણ (૬૮)

## २ ॥ अथ पंचिंदिअना अर्थ ॥

**પંચિંદિઅ સંવરણો**—પાંચ ઇંદ્રિઓના વિકારને રોકનાર,
**તહનવવિહ બંભચેર ગુત્તી ધરો**—તથા નવ પ્રકારના શીયળ વ્રતની ગુપ્તિને ધારણ કરનાર.
**ચઉવિહ કસાયમુક્કો**—ચાર પ્રકારના કસાયથી છૂટા
**ઇઅ અઢારસ્સ ગુણેહિં સંજુત્તો ॥૧॥**—એ અઢાર ગુણે કરીને સહીત હોય, ॥૧॥

**પંચમહવ્વય જુત્તો**—પાંચ મહાવ્રત યુક્ત,
**પંચવિહાયાર પાલણ સમથ્થો**—પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ હોય,
**પંચસમિઓતિગુત્તો**—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત
**છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ ॥૨॥**—એ છત્રીસ ગુણે કરીને સહિત મારા ગુરૂ છે. ॥૨॥

પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વ વર્ણ (૮૦)

## ३ ॥ अथ इच्छामिखमासमणाना अर्थ ॥

**ઇચ્છામિ ખમાસમણો**—ક્ષમાદિક ગુણે કરીને સહિત સાધુને હું ઇચ્છું છું,
**વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ**—શરીરની શક્તિવડે તથા પાપ વ્યાપાર છોડીને વાંદવાને,
**મથ્થએણ વંદામિ**—મસ્તકવડે હું નમસ્કાર કરૂં છું. ગુરૂ (૩) લઘુ (૨૫) સર્વ વર્ણ (૨૮)

## ४ ॥ अथ सुगुरुने शाता सुखपृच्छा ॥

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ, સુખ તપ શરીર નિરાબાધ ॥ સુખ સંજમ જાત્રા નિર્વહોછોજી ॥ સ્વામી સાતા છેજી ॥ ભાત પાણીનો લાભ દેજોજી ॥ ઇતિ ॥

## ५ ॥ अथ इरियावहिना अर्थ ॥

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્**—ભગવંત આદેશ આપો ઇચ્છાએ કરીને,

**ઇરિયાવહિયં પડિક્કમામિ**—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી હું નિવર્તુ છું.

**ઇચ્છંઇચ્છામિ પડિક્કમિઉં**—મારા મનની ઇચ્છાએ પાપને પરિહરવું તે ઇચ્છું છું.

**ઇરિયાવહિયાએ**—માર્ગમાં ચાલતાં જીવની

**વિરાહણાએ**—વિરાધના થઇ હોય,

**ગમણાગમણે**—જતાં આવતાં

**પાણક્કમણે**—કોઇ જીવ ચાંપ્યો હોય,

**બીયક્કમણે**—બીજ સુકાં, લીલાં ચાંપે,

**હરિયક્કમણે**—લીલી વસ્તુ ચાંપી હોય,

**ઓસાઉત્તિંગ**—ઠારનું પાણી તથા કિટિયારૂં,

**પણગદગ**—પાંચ વર્ણી સેવાળ ( નીલ, ફુલ ) તથા કાચું પાણી,

**મટ્ટી મક્કડા**—માટી, કરોળીયાનાં પડ,

**સંતાણા સંકમણે**—જાળ ચાંપ્યાં હોય,

**જેમેજીવાવિરાહિયા**—મેં જે જીવની વિરાધના કીધી,
**એગિંદિયા**—એકેંદ્રિ [ પૃથ્વી, પાણી, અગ્નિ વાયરો, વનસ્પતી ]
**બેઇંદિયા**—બે ઇંદ્રિવાળા [ કીડા, અળસિયા, પાણીના પુરા વિગેરે ]
**તેઇંદ્રિયા**—ત્રણ ઇંદ્રીવાળા [ માકણ, કીડી, મંકોડા, વિગેરે ]
**ચઊરિંદ્રિયા**—ચાર ઇંદ્રીવાળા [ માંખી, ભમરા, ફુદા ]
**પંચિંદિયા**—પાંચ ઇંદ્રીવાળા (મનુષ્ય તિર્યંચ વિગેરે જીવોને )
**અભિહયા**—સામા આવતા હણ્યા હોય,
**વત્તિયા**—ધુળે કરીને ઢાંકયા હોય,
**લેસિયા**—ભૂમી સાથે, ભીંતે ઘસ્યા,
**સંઘાઇયા**—માંહોમાંહે શરીરે શરીર મેળવ્યાં હોય,
**સંઘટ્ટિયા**—એક પાસું ફેરવી પીડા કરી,
**પરિયાવિયા**—પીટયા એટલે પરિતાપ ઉપજાવ્યા,
**કિલામિયા**—જેથી કોઇના દીલને અફસોસી ઉપજી હોય,
**ઉદ્દવિયા**—ઉપદ્રવ કર્યા ત્રસવ્યા હોય,
**ઠાણાઓઠાણં, સંકામિયા**—એક સ્થાનથી બીજે સ્થાનકે મુકયા હોય
**જીવિયાઓ વવરોવિયા**—આવખા થકી ચુકાવ્યા
**તસ્સમિચ્છામિદુક્કડં**—તે પાપ મિથ્યા, નિષ્ફળ થાઓ
**પદ** (૨૬) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વ વર્ણ (૧૫૦)

## ૬ ॥ अथ तस्स उत्तरीना अर्थ.

**તસ્સઉત્તરીકરણેણં**—તે પાપ શુદ્ધ કરવાને,
**પાયચ્છિત્તકરણેણં**—તે પાપને છેદ કરવાને,
**વિસોહીકરણેણં**—આત્માને શુદ્ધ કરવાને,

વિસલ્લીકરણેણં—આત્માને માયાદી ત્રણ શલ્ય રહિત કરવાને,
પાવાણં કમ્માણં—પાપ કર્મ તેને
નિગ્ઘાયણટ્ઠાએ—ટાળવાને અર્થે
ઠામિ કાઉસ્સગ્ગં—કાઉસ્સગ્ગ કરૂં છું.
પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વ વર્ણ (૪૯)

## ૭ ॥ अथ अन्नथ्थ उससिएणंना अर्थ ॥

અન્નથ્થ ઉસસિએણં—બીજે ઠેકાણે, ઉંચા શ્વાસવડે,
નીસસિએણં, ખાસિએણં છીએણં—નીચા શ્વાસવડે, ઉધરસવડે, છિંક વડે,
જંભાઇએણં ઉડ્ડુએણં, વાય નિસગ્ગેણં—બગાસાવડે, ઓડકારવડે, વાયુ સંચરવાથી,
ભમલિએ, પિત્ત મુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિં—તમ્મરવડે, પિત્તના ઉછાળાથી, અંગના સૂક્ષ્મ સંચારથી,
સુહુમેહિં ખેલ સંચાલેહિં સૂક્ષ્મ ઉધરસના ગળવા વડે,
સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં—સૂક્ષ્મ દ્રષ્ટિના સંચાર વડે,
એવમાઇએહિં આગારેહિં—આ પૂર્વોક્ત આગાર આદે લેઇને બીજા પણ આગારવડે,
અભગ્ગો અવિરાહિઓ—અખંડિત, અવિરાધ્યો,
હુજજમે કાઉસ્સગ્ગો—મહારે કાઉસ્સગ્ગ હોજો.
જાવ, અરિહંતાણં, ભગવંતાણં—જ્યાં સુધી અરિહંત ભગવાનને
નમુક્કારેણં, ન પારેમિ તાવ કાયં—નમસ્કારવડે ન પારૂં, ત્યાં સુધી મારી કાયાને

ઠાણેણં, મોણેણં, ઝાણેણં—સ્થાનકવડે, મૌનપણે, ધ્યાને,
અપ્પાણં વોસિરામિ—આત્માને વોસિરાવું છું.
સંપદા (૫) પદ (૨૮) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વ વર્ણ (૧૪૦)

## ૮ ॥ अथ लोगस्सना अर्थ ॥

લોગસ્સઉજ્જોઅગરે—લોકને વિષે ઉદ્યોતના કરનાર,
ધમ્મતિથ્થયરેજિણે—ધર્મ તીર્થના કરણહાર,
અરિહંતેકિત્તઈસ્સં—કર્મરૂપ વેરીના હણનારની કીર્તી કરૂં છું.
ચઉવીસંપિકેવલી ॥૧॥—એ ચોવીસે કેવળી છે ॥૧॥
ઉસભમજિઅંચવંદે—પેહેલા શ્રી રીખવદેવ, વળી બીજા અજીત-
નાથને વાંદુ છું. (તીનાથ,
સંભવમભિણંદણંચ સુમઇંચ—સંભવનાથ, અભિનંદન, સુમ-
પઉમપ્પહં સુપાસં જિણંચ ચંદપ્પહં વંદે ॥૨॥—પદ્મ પ્રભુ,
સુપાર્શ્વ, રાગ દ્વેષના જીતનાર. ચંદ્ર પ્રભુને વાંદુ છું. ૨
સુવિહિંચપુપ્ફદંતં—સુવિધીનાથ, તથા પુષ્પદંત એ બે નામ નવમાના.
સીઅલસિજ્જંસવાસુપુજ્જંચ—શીતળનાથ, શ્રેયાંસનાથ શ્રીવાસુ-
પૂજ્ય,
વિમલમણંતંચજિણં—વિમલનાથ, અનંતનાથ, રાગદ્વેષના જીતનાર,
ધમ્મંસંતિંચવંદામિ ॥૩॥—શ્રીધર્મનાથ, શ્રીશાંતિનાથને વાંદુ છું. ૩
કુંથુંઅરંચમલ્લિં—કુંથુનાથ, અરનાથ, શ્રી મલ્લીનાથને,
વંદેમુણિસુવ્વયંનમિજિણંચ—વંદુ મુનિસુવ્રત, શ્રી નમિનાથને.
વંદામિરિઠનેમિં—અરિષ્ઠ નેમનાથને વાંદુ છું.

**પાસંતહવદ્ધમાણંચ ॥ ૪ ॥**—પાર્શ્વનાથ તેમજ શ્રી વર્દ્ધમાન સ્વામીને ૪

**એવંમએઅભિથુઆ**—મેં એણી પ્રકારે કીર્તી કરી તે કેવા છે તે કહે છે.

**વિહુયરયમલા**—જેણે કર્મરૂપ રજ મેલ ટાળ્યા છે,

**પહીણજરમરણા**—જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાં છે,

**ચઉવીસંપિજિણવરા**—એ ચોવીસે તિર્થંકર રાગદ્વેષના જીતનાર

**તિત્થયરામેપસીયંતુ ॥૫॥**—તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ.૫

**કિત્તિયવંદિયમહિયા**--સ્તવ્યા વાંધા પૂજ્યા.

**જેએલોગસ્સઉત્તમાસિદ્ધા**- જે એ લોકને વિષે ઉત્તમ સિદ્ધ થયા.

**લાભઆરૂગ્ગબોહિલાભં**--રોગ રહીતપણું, સમંકીતબોધ બીજ,

**સમાહિવરમુત્તમંદિતુ ॥ ૬ ॥**—ઉત્તમ પ્રધાન એવી સમાધિમાં સ્થિરતા આપો. ૬

**ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા**—ચંદ્રમાથી અધિક નિર્મલ, સૂર્યથી અધીક પ્રકાશ કરણકારને,

**સાગરવર ગંભીરા**—સમુદ્રની પેઠે ગંભીર છે,

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥૭॥**—એહવા સિદ્ધ મુજને સિદ્ધિ દેખાડો. ॥ ૭ ॥

પદ (૨૮). સંપદા (૨૮). ગુરૂ (૨૭). લઘુ (૨૨૯). સર્વવર્ણ (૨૫૬).

# अथ मुहुपत्तिना ५० बोल

સુત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહુ ૧, સમકિત મોહની ૨, મીશ્ર મોહની ૩, મિથ્યાત મોહની ૪, પરીહરૂં. કામ રાગ

૫, સ્નેહ રાગ ૬, દ્રષ્ટી રાગ ૭, પરીહરૂં. સુદેવ ૮, સુગુરૂ ૯, સુધર્મ ૧૦, આદરૂં.
કુદેવ ૧૧, કુગુરૂ ૧૨, કુધર્મ ૧૩, પરીહરૂં.
જ્ઞાન ૧૪, દર્શન ૧૫, ચારિત્ર ૧૬, આદરૂં.
જ્ઞાન ૧૭, દર્શન ૧૮, ચારિત્ર ૧૯, વિરાધના પરીહરૂં.
મનગુપ્તિ ૨૦, વચનગુપ્તિ ૨૧, કાયગુપ્તિ ૨૨, આદરૂં.
મન દંડ ૨૩, વચન દંડ ૨૪, કાય દંડ ૨૫, પરીહરૂં.

## અંગ પડિલેહણાના ૨૫ બોલ

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં. ડાબે હાથે પડીલેહવા.

ભય ૪ સોગ ૫ દુગંચ્છા ૬ પરીહરૂં જમણે હાથે પડીલેહવા.

ક્રુષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરીહરૂં. માથા ઉપર પડીલેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં. મોંઢે પડીલેહેવા.

માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં. છાતી આગળ પડીલેહવા.

ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં ડાબે ખભે પુંઠે પડીલેહવા.

માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં જમણે ખભે પુંઠે પડીલેહવા.

પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાય ૨૨ ની જયણા કરૂં ડાબે પગે પડીલેહવા.

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ ની જયણા કરૂં. જમણે પગે પડીલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા અને લેશ્યા ૩ શલ્ય ૩ કખાય ૪ એ દસ સિવાય બોલ ૪૦ સાધવી શ્રાવિકાને કહેવા.

## ॥ १ ॥ अथ करेमिभंतेना अर्थ ॥

**કરેમિભંતે સામાઇયં**—ભગવંત હું કરૂં છું. સમતા રૂપ સામાયક.

**સાવજજોગં પચ્ચખ્ખામિ**—સાવદ્ય જે પાપના જોગ તે ત્યાગ કરૂં છું.

**જાવનિઅમં**—જ્યાં સુધી નિયમ હોય ત્યાં સુધી.

**પજ્જુવાસામિ**—આરાધું ભક્તિ કરૂં છું.

**દુવિહં**—બે ભેદે, કરવું નહીં કરાવવું નહી તે.

**તિવિહેણં**—ત્રણ ભેદે, તે મન, વચન, કાયા તેણે કરી.

**મણેણં વાયાએ કાએણંનકરેમિ નકારવેમિ**—મન, વચન, કાયાએ કરીને ન કરૂં તથા ન કરાવું.

**તસ્સભંતે પડિક્કમામિ**—હે ભગવંત તેથી હું નિવરતું છું.

**નિંદામિ ગરિહામિ**—નિંદુ છું ગુરૂની સાખે ગરહું છું.

**અપ્પાણંવોસિરામિ**—મારા આત્માને વોસિરાવું છું.

## १० ॥ अथ सामाइअ वयजुत्तोना अर्थ ॥

**સામાઇઅવયજુત્તો**—સામાયકના વ્રત યુક્ત.

**જાવમણેહોઈ નિયમસંજુત્તો**--જ્યાં સુધી મન નિયમે સંજુક્ત હોય ત્યાં સુધી

**છિન્નઇઅસુહંકમ્મં**—અશુભ કર્મને તોડે

**સામાઈયજત્તિઆવારા ॥૧॥**--જેટલીવાર સામાયક કરે તેટલીવાર.૧

**સામાઈઅંમિઉકએ**-વળી સામાયક કર્યે છતે.

**સમણોઈવસાવઓહુવઈજમ્હા**—શ્રાવક હોય તે પણ જેથી સાધુ જેવોજ થાય છે.

**એએણકારણેણં, બહુ સોસામાઇઅંકુજ્જા ॥ ૨ ॥** એ કારણ થકી ઘણીવાર સામાયક કરવાં.

સામાયિક વિધિ લીધું, વિધિ પાર્યું, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવીહું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં.॥ દશ મનના, દશ વચનના, બાર કાયાના એવં ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય તે સવી હું મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં॥

## ११ ॥ अथ जंकिंचिना अर्थ ॥

**જંકિંચિનામતિથ્થં**—જે કોઇ નામ તીર્થ હોય.

**સગ્ગેપાયાલિમાણુસેલોએ**—સ્વર્ગ લોકમાં પાતાળ લોકમાં ને મનુષ્ય લોકમાં.

**જાઇંજિણબિંબાઇં**—જે કોઇ જિનેશ્વર ભગવાનનાં બિંબ
**તાઇંસિવ્વાઇંવંદામિ**—તે સર્વ પ્રતે હું નમસ્કાર કરૂં છું.

## १२ ॥ अथ नमुथ्थुणंना अर्थ ॥

**નમુથ્થુણંઅરિહંતાણં**—અરિહંતને નમસ્કાર થાઓ.
**ભગવંતાણં॥૧॥આઇગરાણં**-ભગવાનનો॥૧॥ધર્મની શરૂઆત કરનારને
**તિથ્થયરાણં**—તીર્થંકરને.
**સયંસંબુદ્ધાણં ॥૨॥**—પોતે પોતાની મેળે બોધ પામેલા છે તેમને.
**પુરિસુત્તમાણં પુરિસસીહાણં**—પુરૂષને વિષે ઉત્તમ છે, પુરૂષને વિષે [ સિંહ સમાન છે તેમને.
**પુરિસવર પુંડરીઆણં**—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક. કમળ જેવા [ છે તેમને.
**પુરિસવરગંધહથ્થીણં ॥૩॥**—પુરૂષને વિષે ઉત્તમ ગંધ હસ્તી જેવા [ છે તેમને.
**લોગુત્તમાણં લોગનાહાણં**—લોકમાં ઉત્તમ, લોકના નાથને.
**લોગહિઆણં**—લોકના હિતકરનારને.
**લોગપઇવાણં**—લોકને વિષે દીવા સમાન છે તેમને.
**લોગપજ્જોઅગરાણં ॥૪॥**—લોકના વિષે પ્રકાશ કરનારને.
**અભયદયાણં**—અભયદાનના આપનારને.
**ચખ્ખુદયાણં**—ચક્ષુના આપનારને.
**મગ્ગદયાણં સરણદયાણં**—માર્ગ આપનારને, શરણ આપનારને.
**બોહિદયાણં ॥૫॥**—સમકિતના આપનારને ( નમસ્કાર થાઓ. )
**ધમ્મદયાણં ધમ્મદેસિયાણં**—ધર્મના આપનારને ધર્મના ઉપદેશ કરનારને

**ધમ્મનાયગાણં ધમ્મસારહીણં**—ધર્મના નાયકને ધર્મના સારથીને.
**ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં ॥૬॥**—ધર્મના ઉતમ ચાર ગતિના
અંત કરનાર ચક્રવર્તીને
**અપ્પડિહયવરનાણ**—નહીં રોકાએલું કેવળ જ્ઞાન છે જેમને.
**દંસણધરાણં**—દર્શનના ધરનારને.
**વિઅટ્ટછઉમાણં ॥૭॥**—વિત્યું છે છળ કપટ છદ્મસ્થપણું. જેમને
**જિણાણંજાવયાણં**—જિનને, જાપકને.
**તિન્નાણંતારયાણં**—પોતે સંસાર સમુદ્રથી તરેલા છે, ને બીજાને તાર-
વાને સમર્થ છે.
**બુદ્ધાણં બોહયાણં**—તત્વના જાણ છે તેમને, ભવ્ય જીવોને જાણ-
પણું કરાવનારને.
**મુત્તાણંમોઅગાણં ॥૮॥**—મુકાણા છે, બીજાને મુકાવનાર છે તેમને.
**સવ્વન્નુણં સવ્વદરિસીણં**—સર્વજ્ઞને; સર્વ દર્શિને.
**સિવ**—સર્વ ઉપદ્રવ રહિત.
**મયલમરૂઅમણંતમખ્ખય**—અચળ રોગ રહિત, અનંત, અક્ષય.
**મવ્વાબાહ**—સર્વ પ્રકારે બાધા રહિત
**મપુણરાવિત્તિ**—ફરીથી જેમને પાછા આવવું નથી.
**સિદ્ધિગઈનામધેયં**—એવી સિદ્ધિ ગતિ છે નામ જેનું એવા.
**ઠાણંસંપત્તાણં**—સ્થાનકે પોતે પહોંચ્યા છે.
**નમોજિણાણં**—જિનને નમસ્કાર થાઓ.
**જિઅભયાણં જેઅઅઈયાસિદ્ધા ॥૯॥**—ભય જીતનારા, જે ભૂત-
કાળને વિષે.
**જેઅભવિસ્સંતિ**—મોક્ષે પહોંચ્યા છે જે સિદ્ધ થશે.
**ણાગએકાલે**—અનાગત કાલને વિષે.

**સંપઇઅવટ્ટમાણા**—વર્ત્તમાન કાળને વિષે વર્ત્તમાન તીર્થંકરોને
**સવ્વેતિવિહેણવંદામિ ॥૧૦॥**—તે સર્વ પ્રતે મન વચન કાયાએ કરી વાંદુછું.
સંપદા (૧૦) ગુરૂ (૩૨) લઘુ (૨૬૫) સર્વવર્ણ (૨૯૭)

## १३ ॥ अथ जावंति चेइंआइंना अर्थ ॥

**જાવંતિચેઇઆઈ**—જેટલી જીન પ્રતિમા હોય
**ઉડ્ઢેઅ અહેઅ તિરિઅલોએઅ**—ઉર્ધ્વ લોકને વિષે વળી અધો લોકને વિષે વળી તિર્છા લોકને વિષે વળી
**સવ્વાઇંતાઇંવંદે**—તે સર્વ પ્રતે હું વાંદુછું
**ઇહસંતો**—અહિં રહ્યો છતાં
**તત્થસંતાઇ**—ત્યાં તે પ્રતિમાઓ છે તે પ્રતે.
સંપદા (૪) ગાથા (૧) પદ (૪) ગુરૂ (૩) લઘુ (૩૨) સર્વવર્ણ (૩૫)

### ઇચ્છામિ ખમાસમણો બોલવું જોઇએ.

## १४ ॥ अथ जावंत केविसाहुना अर्थ ॥

**જાવંત કેવિ સાહુ**—જેટલા કોઇપણ સાધુ
**ભરહેરવય મહાવિદેહે અ**—પાંચ ભરત, પાંચ ઐરવત, પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં
**સવ્વેસિં તેસિં પણઓ**—વળી તે સર્વ પ્રતે નમસ્કાર થાઓ (તે સાધુ કેવા છે.)
**તિવિહેણ**—મન વચન કાયાએ કરીને,

**તિદંડ**—અશુભ મન વચન કાયાના ત્રણ દંડથી,
**વિરયાણું**—નિવર્ત્યા છે.

## ૧૫ ॥ अथ नमस्कारना अर्थ. ॥

**નમોઽર્હત્**—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.
**સિદ્ધાચાર્યો**—સિદ્ધ ભગવાનને, આચારજ ભગવાનને,
**પાધ્યાય સર્વ સાધુભ્ય:**—ઉપાધ્યાયને, સર્વ સાધુને,

## ૧૬ ॥ अथ उवसग्गहरंना अर्थ ॥

**ઉવસગ્ગહરં**—ઉપસર્ગના હરનાર,
**પાસં**—શ્રી પાર્શ્વ નામનો યક્ષછે સેવક જેનો એવા,
**પાસંવંદામિ**—શ્રી પાર્શ્વનાથ મહારાજને હું વાંદુછુ.
**કમ્મઘણમુક્કં**—કર્મના સમુહથી મુક્તછે,
**વિસહરવિસનિન્નાસં**—મિથ્યાત્વરૂપ સાપના ઝેરનો નાશ કરનારા-
ળાછે તેમને,
**મંગલ કલ્લાણ આવાસં ॥૧॥**—મંગલ અને કલ્યાણનું ઘરછે. ૧
**વિસહરફુલિગમંતં**—વિખધર ફુલિંગ મંત્ર,
**કંઠે ધારેઇ**—કંઠને વિષે યાદ કરે,
**જોસયામણુઓ**—જે કોઇ માણસ હમેશાં
**તસ્સ ગહરોગમારી**—તેના ગ્રહ, રોગ, મરકી
**દુઠ્ઠજરા જંતિ ઉવસામં ॥૨॥**—દુષ્ટ શત્રુ તથા તાવ ઉપશાંત થાયછે ૨
**ચિઠ્ઠઉ દુરે મતો**—એ મંત્રતો દુર રહો,
**તુજ્જપણામોવિ**—તમને નમસ્કાર કરવો તે પણ

**બહુફલો હોઇ**—ઘણું ફળ આપનાર છે.
**નરતિરિએસુવિ જીવા**—મનુષ અને તિર્યંચને વિષે પણ જીવો
**પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં ॥૩॥**—દુઃખ દારિદ્ર નથી પામતા ૩
**તુહસમત્તેલધ્ધે**—તમારૂં સમ્યકત્વ દર્શન પામે છતે
**ચિંતામણિ**—ચિંતામણિ રત્ન અને
**કપ્પપાયવબ્ભહિએ**—કલ્પ વૃક્ષથી પણ અધિક એવો.
**પાવંતિઅવિગ્ઘેણં**—વિઘ્ન રહિતપણે પામે છે.
**જીવાઅયરામરંઠાણં॥૪॥**—ભવ્યજીવો અજરામર સ્થાનક, ૪
**ઇઅ સંથુઓ મહાયસ**—એ પ્રમાણે સ્તવ્યો હે મહાયશ !
**ભત્તિબ્ભર**—ભક્તિને સમુહે કરીને
**નિબ્ભરેણ હિઅએણ**—પુરણ ભરેલા હૃદય વડે.
**તાદેવ દિજ્જ**—તે માટે હે દેવ, આપો.
**બોહિં ભવેભવે**—બોધી બીજ, જન્મો જન્મ.
**પાસજિણચંદ ૫**—હે પાર્શ્વ જીણચંદ ૫.

પદ (૨૦) સંપદા (૨૦) ગુરૂ (૨૧) લઘુ (૧૬૪) સર્વવર્ણ (૧૮૫)

# १७ ॥ अथ जयवीयरायना अर्थ ॥

**જયવીયરાય જગગુરૂ**—જય પામો, હે શ્રીવીતરાગ, હે જગત્રયગુરૂ.
**હોઉ મમં તુહ પભાવઓ ભયવં**—હે ભગવંત હોજો, મારે, તમારા પ્રભાવથી.
**ભવ નિવ્વેઓ**—ભવ ઉદાસપણું
**મગ્ગાણુસારિઆ ઇટ્ઠ ફલસિદ્ધિ ૧**—માર્ગાનુસારીપણું, ઇચ્છેલા ફળની સિદ્ધિ. ૧.
**લોગવિરૂદ્ધચ્ચાઓ**—લોક વિરૂદ્ધનો ત્યાગ થાઓ.

ગુરૂજણપુઆ—માતા પિતાદિક સદ્ગુરૂની સેવા.
પરથ્થકરણંચ—પરોપકાર કરવો તે મારે થાઓ.
સુહગુરૂજોગો—શુદ્ધ ગુરૂનો મેળાપ થાઓ.
તવ્વયણ સેવણા—તેમના વચનની સેવા. (હોજો. ૨)
આભવમખંડા ॥૨॥—જ્યાં સુધી મારે સંસાર છે ત્યાં સુધી અખંડ
વારિજઇ જઇવિ—નિષેધ્યું છે જો કે
નિઆણબંધણં—નિયાણાનું બાંધવું.
વીઅરાય તુહસમએ—હે શ્રી વીતરાગ તમારા સિદ્ધાંતને વિષે.
તહવિ મમ હુજ્જ સેવા—તોપણ મારે સેવા હોજો.
ભવેભવે તુમ્હચલણાણં ॥૩॥—જન્મો જન્મને વિષે તમારા ચરણની.
દુઃખખ્ખઓ—શરીર અને મન સંબંધિ દુઃખનો ક્ષય.
કમ્મખ્ખઓ સમાહિમરણં—આઠ કરમનો નાશ, સમાધી મરણ
ચ બોહિલાભોઅ, સંપજ્જઉ—વળી બોધી બીજનો લાભ થાઓ.
મહ એઅં, તુહનાહ—મારે એ ચાર બાબતો, તુમ નાથ પ્રતે.
પણામ કરણેણં ॥૪॥—નમસ્કાર કરવાથી ૪
સર્વમંગલ માંગલ્યં—બધા મંગળીક માંહે મંગળીક છે.
સર્વકલ્યાણકારણં—સર્વ કલ્યાણનું કારણ છે.
પ્રધાનંસર્વધર્માણાં—સર્વ ધર્મમાં મુખ્ય છે જે.
જૈનંજયતિશાસનં ॥૫॥—એવું જૈનશાસન જયવંતુવર્તે છે.
સંપદા ૨૦ ગાથા ૫ પદ ૨૦ ગુરૂ ૧૯ લઘુ ૧૭૨ સર્વ વર્ણ ૧૯૧

## ૧૮ ॥अथ अरिहंत चेइआणंना अर्थ॥

અરિહંતચેઇઆણં—અરિહંતની પ્રતીમાને વાંદવાને અર્થે.
કરેમિકાઉસ્સગ્ગં—હું કાઉસ્સગ્ગ કરૂં છું.

**વંદણવત્તિઆએ**—વાંદવાના ફળને અર્થે.
**પુઅણવત્તિઆએ**—પૂજવાના ફળને અર્થે.
**સક્કારવત્તિઆએ**—સત્કારના ફળને અર્થે.
**સમ્માણવત્તિઆએ**—સન્માનના ફળને અર્થે
**બોહિલાભવત્તિઆએ**—બોધી બીજના લાભના ફળને અર્થે.
**નિરૂવસગ્ગવત્તિઆએ**—જન્મ જરા મરણના ઉપસર્ગથી રહિત મોક્ષરૂપ સ્થાનક પામવાને અર્થે.

**સદ્ધાએ મેહાએ**—આસ્થા વડે, નિર્મળ બુદ્ધિએ,
**ધીઇએ ધારણાએ**—ચિત્તની સ્થિરતાએ વિચાર પૂર્વક,
**અણુપેહાએ વડ્ઢમાણીએ**—વારંવાર વિચાર પૂર્વક ચઢતે ભાવે
**ઠામિકાઉસ્સગ્ગં**—હું કાઉસ્સગ્ગ કરૂંછું.
સંપદા (૩) ગાથા (૩) પદ (૧૫) ગુરૂ(૧૬)લઘુ(૭૩) સર્વ વર્ણ(૮૯)

## ૧૯ अथ सामायक लेवानो विधि.

પ્રથમ ઊંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને ॥ શ્રાવક શ્રાવિકા કટાસણું ॥ મુહપત્તી ચવલો લઇ ॥ સુદ્ધ વસ્ત્ર જગ્યા પૂંજી ॥ કટાસણા ઉપર બેસી ॥ મુહપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર ગણી પંચિંદિય કહી ઇચ્છામિ ખમાસમણ દેઈ ॥ ઇરિયાવહિઆ ॥ તસ્સઉત્તરી ॥ અન્નત્થઉસસીએણં કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઇ ॥ ઇચ્છા-

કારેણુ સંદિસહ ભગવન ॥ સામાયિક મુહપત્તી પડિલેહું૦ ઇચ્છં૦ એમ કહી મુહપત્તી તથા અંગની પડિલેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિલેહીએ ॥ ખમાસમણ દેઇ૦ ઇચ્છા-કારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદીસાહુ ઇચ્છં ॥ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સામાઇક ઠાઊં ઇચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી ॥ ઇચ્છકારી ભગવન પસાય કરી સામા-યિક દંડક ઉચ્ચરાવોજી ॥ વડિલ કરેમિભંતે કહે ॥ પછી ખમાસમણ દેઇ ઇચ્છા ૦॥ બેસણે સંદિસાહુ ખમા૦ ઇચ્છા૦ બેસણે ઠાઊં ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સજ્ઝાય સંદિસાહુ ॥ ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ સજ્ઝાય કરૂં ॥ ઇચ્છં ॥ એમ કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી સજ્ઝાય ધ્યાન કરવું ॥ ઇતિ૦

## ॥ २० अथ सामायक पारवानो विधि ॥

॥ ખમાસણ દેઈ ॥ ઇરિયાવહિ પડિક્કમામિ યાવત લોગસ્સ સુધી કહી ॥ ખમા૦ ॥ ઈચ્છા૦ ॥ મુહપત્તી પડિ-લેહુ કહી મુહપત્તી પડિલેહી ખમા૦ ઇચ્છા૦ સામાઇક પારૂ યથા શક્તિ ॥ વળી ખમા૦ ॥ ઈચ્છા૦ ॥ સામાયક પાર્યું ॥ તહત્તિ કહી પછી જમણો હાથ ચવળા ઉપર અથવા કટા-સણા ઉપર થાપી એક નવકાર ગણી "સામાઇય વયજુત્તો" કહીએ ॥ પછી જમણો હાથ થાપના સામો સવળો રાખીને એક નવકાર ગણીએ. ॥

# २१ ॥ अथ चैत्यवंदन करवानो विधि ॥

પ્રથમ ત્રણ ખમાસમણાં દેઇને પછી ઇચ્છા કારેણ સંદિસહ ભગવન ચૈત્યવંદન કરૂં, ઈચ્છં. પછી ચૈત્યવંદન. જંકિંચી; પછી બે હાથ જોડી નાસિકા સુધી ઊંચા રાખી નમુથ્થુણં કહેવું; જાવંતિચેઈઆઈ, ખમાસમણું દેઇ જાવંત કેવિ સાહૂ પછી નમોઽર્હંત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ પછી સ્તવન કહેવું. પછી બે હાથ જોડી માથા સુધી ઊંચા રાખી જયવીઅરાય કહેવા. આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બધા જયવીઅરાય પૂરા કરવા. પછી ઉભા થઇ અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસગ્ગં અનથ્થ ઉસસિએણં, કહી કાઉસગ્ગ એક નોકારનો કરી પછી નમો અરિહંતાણં, નમોઽર્હંત સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી એક થોય કહેવી. ॥ ઇતિ ચૈત્યવંદન વિધિ ॥

## ॥ अथ श्री सामायिकना बत्रीश दोष ॥

### ॥ मनना दस दोष ॥

(૧) વૈરી દેખી રીસ કરે (૨) અવિવેક ચિંતવે (૩) અર્થ ન ચિંતવે (૪) મનમાં ઉદ્વેગ ધરે (૫) યશની વાંછા કરે (૬) વિનય ન કરે (૭) ભય ચિંતવે (૮) વ્યાપાર ચિંતવે (૯) ફળનો સંદેહ રાખે (૧૦) નિયાણું કરે.

## ॥ वचनना दस दोष ॥

(૧) કુવચન બોલે (૨) હુંકારા કરે (૩) પાપ આદેશ દીએ (૪) લવારો કરે (૫) કલહ કરે (૬) આવો, જાઓ કહે (૭) ગાળ બોલે (૮) બાલક રમાડે (૯) વિકથા કરે (૧૦) હાંસી કરે.

## ॥ कायाना बार दोष ॥

(૧) આસન ચપળ (૨) ચારે દિશાએ જુએ (૩) સાવદ્ય કામ કરે (૪) આળસ મરડે (૫) અવિનયે બોલે (૬) ઓઠું લઇ બેસે (૭) મેલ ઉતારે (૮) ખરજખણે (૯) પગ ઉપર પગ ચઢાવે (૧૦) અંગ ઉઘાડું મુકે (૧૧) અંગ ઢાંકે (૧૨) ઊંઘે. એ સર્વ મળી બત્રીશ દોષ સામાયકમાં અજતનાથી લાગે છે, તે નિવારવાનો ખપ કરવો.

## ॥ श्री जगचिंतामणि ॥

**જગચિંતામણિ જગનાહ**—જગતના જીવોના મનોવાંછિત પુરવા માટે ચિંતામણિ રત્ન જેવા અને જગતના નાથ.

**જગગુરૂ જગરખ્ખણ**—જગતના જીવોને હિતોપદેશ દેવાથી જગતના ગુરૂ અને જગતના જીવોના રક્ષક.

**જગબંધવ જગસથ્થવાહ**—જગતના જંતુના મોહોટા વિવેકવંત ભાઇ અને મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ છે.

**જગભાવ વિઅક્ખણ**—જગભાવ એટલે ષટ્ દ્રવ્ય તથા જીવાદિક નવ પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિષે વિચક્ષણ એટલે ડાહ્યા છે.

**અઠ્ઠાવયસંઠવિય**-અષ્ટાપદ પર્વતની ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યા છે.

**રૂવ કમ્મઠ્ઠ વિણાસણ**—રૂપ એટલે બિંબો જેમનાં વળી જ્ઞાનાવર્ણિ-યાદિક આઠ કર્મોનો કીધો છે વિનાશ જેમણે

**ચઉવિસંપી જિણવર**—એવા ચોવિસે જીનવર નિશ્ચય

**જયંતુ અપ્પડિહયસાસણ ॥૧॥**—વળી અસ્ખલાયમાન છે શાસન જેમનું એવા તીર્થંકરો જયવંતા વરતો ॥૧॥

**કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં—**અસિ, મસી અને કૃષિ રૂપ કર્મ જ્યાં વર્ત્તે છે એટલે એ ત્રણથી આજીવિકા ચાલેછે તેને કર્મભૂમિકા કહીએ તે કર્મભૂમિના પંદર ક્ષેત્રને વિષે

**પઢમ સંઘયણિ—**પ્રથમ સંઘયણ વજ્ર રૂષભનારાચ તેના ધણી એવા

**ઉક્કોસય સત્તરિ સય**—ઉત્કૃષ્ટપણે એકસો સીતેર

**જિણવરાણ વિહરંત લબ્ભઇ**—તીર્થંકર દેવો વિચરતા લાભે

**નવકોડિહિં કેવલિણ**—નવકોડિ કેવળ જ્ઞાની મહારાજા

**કોડિસહસ્સનવસાહુગમ્મઇ**—નવ હજાર કોડિ સાધુ જિનાગમથી જાણિયે

**સંપઇ જિણવર વીસમુણિ**—સંપ્રતિ એટલે હાલમાં શ્રીમંધર સ્વામી પ્રમુખ વીસ જિનવર વિચરતા પામીએ અને મુનિ

**બિહુકોડિહિં વરનાણ**—બેકોડિ; અને પ્રધાન કેવલજ્ઞાનના ધરનાર

**સમણાહ કોડિસહસ્સ દુઅ**—એ સહસ્ત્રકોડી શ્રમણ સાધુ વિચરે છે તે સર્વને

**થુણિજિઅ નિચ્ચવિહાણિ ॥૨॥**—સ્તવિએ નિત્ય પ્રભાતે સ્વતન કરીએ ॥૨॥

**જયઉસામી જયઉસામી**—જયવંતા વર્તો, સ્વામી જયવંતા વર્તો

**રિસહ સતુંજિ**—સ્વામિ રિષભદેવ શ્રી શત્રુંજય તીર્થ ઉપર

**ઉજ્જિંત પહુ નેમિ જિણ**—શ્રી ગીરનારજી ઉપર શ્રીનેમીજિન પ્રભુ

**જયઉ વીર સચ્ચઉરિમંડણ**—સત્યપુરી એટલે સાચોર નગર તેના આભૂષણ રૂપ શ્રી મહાવીર સ્વામી જયવંતા વર્તો

**ભરૂઅચ્છહિં મુણિ સુવ્વય**-શ્રી ભરૂચ શહેરમાં શ્રી મુનિસુવ્રત સ્વામી

**મુહરિ પાસ દુહ દુરિઅખંડણ**—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ જિનપંચક દુઃખ અને દુરિતનો નાશ કરનાર છે,

**અવરવિદેહિં તિથ્થયરા**—બીજા પાંચ મહાવિદેહને વિષે જે તીર્થંકર છે

**ચિહુંદિસિ વિદિસિ જિં કેવિ**—ચાર દિશાઓ અને ચાર વિદીશાઓ એટલે ખુણાઓમાં જે કોઇ પણ

**તીઆણાગય સંપઇઅ**—અતિત, અનાગત અને સંપ્રતિ એટલે વર્તમાનકાળ એ ત્રણ કાળ સંબંધિ

**વંદુ જિણસવ્વેવિ ॥૩॥**—સર્વ તીર્થંકર દેવને હું વાંદુછું ॥૩॥

**સત્તાણવઇ સહસ્સા, લખ્ખા છપ્પન્ન અટ્ઠ કોડીઓ, બત્તીસ બાસિઆઈ ( પાઠાંતર બત્તીસય બાસિઆઈ ) તિઅલોએ ચેઇએ વંદે ॥૪॥**—સતાણું સહસ્ત્ર, આઠ ક્રોડ છપન લાખ અને

બત્રીસેં ને બ્યાસી ત્રણ લોકને વિષે સર્વજિન પ્રાસાદ પ્રતે હું વાંદુછું ॥૪॥

**પનરસકોડિ સયાઇ**—પંદરસેં ક્રોડ અને

**કોડીબાયાલ લખ્ખ અડવન્ના**—બેતાલીસ ક્રોડ અઠાવન લાખ

**છત્તીસ સહસ અસિઈ** (પાઠાંતર)—છત્રીસ હજારને એંશી

**અસિઆઇં)**—(૧૫૪૨૫૮૩૬૦૮૦) એટલા જિન પ્રાસાદમાં

**સાસય બિંબાઇ પણમામિ ॥૫॥**—શાશ્વતા જિન બિંબ છે તે સર્વ પ્રતે પ્રણમું છું ॥૫॥

## ॥ अथ श्री सीमंधरजिन चैत्यवंदन ॥

॥ શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી ॥ શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી, વૃષભલંછન વિરાજમાન, વંદે નરનારી ॥ ૨ ॥ ધનુષ પાંચસેં દેહડીએ, સોહીયેં સોવનવાન, કીર્ત્તિ વિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ॥ ૩ ॥

## ॥ अथ चोवीस जिनवर्णनुं चैत्यवंदन ॥

પદ્મ પ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ, ચંદ્રપ્રભુને સુવિધિનાથ દો ઉજ્વલ લહીએ ॥૧॥ મલ્લીનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા, મુનિ સુવ્રત ને નેમનાથ, દો અંજન

સરિખા ॥ ૨ ॥ સોલે જિન કંચન સમાએ, એવા જિન ચોવીસ ॥ ધીર વિમલ પંડિત તણો, જ્ઞાન વિમલ કહે શિષ્ય ॥ ૩ ॥

## ॥ अथ रिषभजिन चैत्यवंदन ॥ १ ॥

જય જય નાભિ નરિંદનંદ, સિદ્ધાચલ મંડણ ॥ જય જય પ્રથમ જિણંદ કંદ, ભવદુઃખ વિહંડણ ॥૧॥ જય જય સાધુ સુરિંદ વૃંદ, વંદિઅ પરમેસર ॥ જય જય જગદાનંદ કંદ, શ્રીઋષભજિનેસર ॥ ૨ ॥ અમૃત સમ જિન ધર્મનોએ, દાયક જગમાં જાણ ॥ તુજ પદ પંકજ નિત્ય નમું, નિશદિન નમત કલ્યાણ ॥ ૩ ॥

## ॥ अथ आदि जिन चैत्यवंदन ॥२॥

### ॥ श्री चंदकेवलीना रासमांथी ॥

અરિહંત નમો ભગવંત નમો, પરમેસર જિનરાજ નમો ॥ પ્રથમ જિનેસર પ્રેમે પેખત, સિદ્ધાં સઘલાં કાજ નમો ॥ અ૦ ॥ ૧ ॥ પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો ॥ અજર અમર અદ્‌ભુત અતિશય નિધિ, પ્રવચન જલધિમયંક નમો ॥ અ૦ ॥ ૨ ॥ તિહુઅણ ભવિઅણ જનમણ વંછિય, પૂરણ દેવ રસાલ નમો ॥ લલિ લલિ પાય નમું હું ભાલે, કરજોડીને ત્રિકાલ નમો ॥ અ૦ ॥

॥ ૩ ॥ સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન, નયનાનંદન દેવ નમો ॥ સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશ સેવ નમો ॥ અ૦ ॥ ૪ ॥ તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિઃકારણ બંધુ નમો ॥ શરણાંગત ભવિને હિતવત્સલ, તુંહિ કૃપારસ સિંધુ નમો ॥અ૦॥ ૫॥ કેવલ જ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો; નાશિત સકલ કલંક કલુષ ગણ, દુરિત ઉપદ્રવ ભાવ નમો. અ૦ ॥ ૬ ॥ જગચિંતામણિ જગગુરૂ જગહિત, કારક જગજન નાથ નમો ॥ ઘોર અપાર ભવોદધિ તારણ, તું શિવપુરનો સાથ નમો. અ૦ ॥ ૭॥ અશરણ શરણ નીરાગ નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો. બોધિ દીઓ અનુપમ દાનેસર, જ્ઞાન વિમલ સૂરીશ નમો. અ૦ ॥ ૮॥ ઇતિ॥ ૮॥

## ॥ अथ श्री आदिनाथ चैत्यवंदन ॥ ३ ॥

॥ અનુષ્ટુપ્વૃત્તમ્ ॥ શ્રી આદિનાથ જગન્નાથ, વિમલાચલમંડન, જય નાભિ કુલાકાશ, પ્રકાશન દિવાકર ॥૧॥ તવ દેવ પદાંભોજ, સેવાપિ દુર્લભા ભવેત્, પુંણ્ય સંભારહીનાનાં, કલ્પવલ્લીવ દેહિનામ્. ॥૨॥ તે ધન્યા માનવા દેવા, યેગમન્તવશાસનં ॥ વંદનીયા વિભાતાન્તે, વંદંતે ભવતઃ પદૌ ॥૩॥ પ્રચંડ મમરાગાદિ, રિપુ સંતતિ ઘાતકં. શ્રી યુગાદિ જિનાધીશં; દેવં વંદે મુદા સદા. ॥૪॥ શ્રી શંત્રુજય કોટીર, કૃતં રાજ્ય શ્રિયા વિભો; સર્વાઘનાશનંમેસ્તુ,

શાસનં તે ભવે ભવે ॥૫॥ પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે. સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિવંદે નિરંતરમ્ ॥૬॥ ઇતિ

## ॥ अथ श्री आदिनाथ चैत्यवंदन ॥ ४ ॥

સુવર્ણવર્ણં ગજરાજ ગામિનં, પ્રલંબ બાહું સુવિશાલ લોચનં; નરામરેંદ્રૈઃ સ્તુત પાદ પંકજં, નમામિ ભક્ત્યા વૃષભં જિનોત્તમં ॥૧॥ આદિમં પૃથિવીનાથ, માદિમં નિઃપરિગ્રહં. આદિમં તીર્થનાથંચ, વૃષભ સ્વામિનં સ્તુમઃ ॥૨॥ જયતિકનકાવદાત, કૃષ્ણ જટા મુકુટ મંડિતો વૃષભઃ ઇક્ષ્વાકુ વંશ તિલક, સ્રિભુવન ચુડામણિર્ભગવાન ॥૩॥ શાર્દૂલવિક્રીડિતં વૃત્તં ॥ દેવોઽનેક ભવાર્જિર્તાર્જિત મહાપાપ પ્રદીપાનલો, દેવઃ સિદ્ધિ વધૂ વિશાલ હૃદયાલંકાર હારોપમઃ ॥ દેવોષ્ટાદશ દોષ સિંધુર ઘટા નિર્ભેદ પંચાનનો, ભવ્યાનાં વિદધાતુ વાંછિત ફલં શ્રીવીતરાગો જિનઃ॥૪

## ॥ अथ श्री आदिजिन चैत्यवंदन ॥ ५ ॥

આદિ દેવ અલવેસરૂ, વિનિતાનો રાય, નાભિ રાયા કુલ મંડણો, મરૂદેવા માય ॥ ૧ ॥ પાંચશેં ધનુષની દેહડી, પ્રભુ પરમદયાલ. ચોરાશી લખપૂર્વનું, જસ આયુવિશાલ. ॥ ૨ ॥ વૃષભ લંછન જિન વૃષ ધરૂએ, ઉત્તમ ગુણમણિ ખાણ; તસ પદ પદ્મ સેવન થકી, લહીયેં અવિચલઠાણ ।૩॥

## ॥ अथ श्री जिन चैत्यवंदन ॥ ६ ॥

અદ્યાભવત્ સફલતા નયન દ્વયસ્ય, દેવત્વદીય ચરણાં બુજ વિક્ષણેન; અદ્યત્રિલોક તિલક પ્રતિભાસતે મે, સંસાર વારિધિરયં ચુલુક પ્રમાણં. ॥ ૧ ॥ કલેવ ચંદ્રસ્ય કલંક મુકતા, મુકતાવલી ચારૂ ગુણ પ્રપન્ના; જગતત્રયસ્યા ભિમતં દદાના, જૈનેશ્વરી કલ્પલતેવ મૂર્ત્તિઃ ॥ ૨ ॥ ધન્યોહં કૃત પુણ્યોહં, નિસ્તેર્ણોહં ભવાર્ણવાત; અનાદિ ભવકાંતારે દષ્ટોયેન શ્રુતો મયા. ॥ ૩ ॥ અદ્ય પ્રક્ષાલિતં ગાત્રં, નેત્રચ વિમલિકૃતે; મુકતોહં સર્વ પાપેભ્યો, જિનેંદ્ર તવ દર્શનાત. ॥ ૪ ॥ દર્શનાત્ દુરિત ધ્વંસઃ, વંદનાત્ વાંછિત પ્રદઃ, પૂજનાત્ પુરૂપ શ્રીદઃ, જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ॥ ૫ ॥

## ॥ अथ श्री सिद्धाचलजीनुं चैत्यवंदन ॥ ७ ॥

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકરં. સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં. ॥૧॥ વિમલ ગિરિવર શ્રૃંગ મંડણ, પ્રવર ગુણગણ ભૂધરં; સુર અસુર કિન્નર કોડિ સેવિત. નમો૦ ॥ ૨ ॥ કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહરં. નિર્જરાવલિ નમે અહોનિશ. નમો૦ ॥ ૩ ॥ પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધિ, કોડિપણ મુનિ મનહરં; શ્રી વિમલ ગિરિવર શ્રૃંગ સિદ્ધા. નમો૦ ॥ ૪ ॥ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંતએ

ગિરિવરં; મુક્તિ રમણી વર્યા રંગે. નમો૦ ॥ ૫ ॥ પાતાલ નર સુરલોકમાંહી, વિમલ ગિરિવરતો પરં; નહિં અધીક તીરથ તીર્થપતિ કહે. નમો૦ ॥ ૬ ॥ એમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇયે; નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિનીપાઇયે. નમો૦ ॥ ૭ ॥ જિત-મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદ સ્થિતજયકરં; ગિરિ-રાજ સેવા કરણ તત્પર, પદ્મ વિજય સુહિતકરં. ॥ ૮ ॥

## ॥ अथ शांतीजिन चैत्यवंदन ॥ ८ ॥

સકલ કુશલવલ્લી, પુષ્કરાવર્ત્ત મેઘો; દુરિત તિમિર ભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ ॥ ભવજલ નિધિ પોતઃ, સર્વ સંપત્તિ હેતુઃ ॥ સભવતુ સતતંવઃ, શ્રેયસે શાંતિનાથઃ ॥ ૧ ॥ સુધા સોદર વાગજ્યોત્સ્ના, નિર્મલી કૃત દિઙમુખઃ, મૃગ લક્ષ્મા તમઃ શાંત્યૈ, શાંતિનાથ જિનોઽસ્તુવઃ. ॥ ૨ ॥ ચિદા નંદૈકરૂપાય, જિનાય પરમાત્મને; પરમાત્મ પ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમઃ ॥ ૩ ॥ અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ; તસ્માત્કારણ ભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર. ॥૪॥ પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે. સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતમ. ॥ ૫ ॥

## ॥ अथ श्री शत्रुंजय चैत्यवंदन ॥ ९ ॥

શ્રી શંત્રજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિવારે; ભાવ ધરીને

જે ચઢે, તેને ભવપાર ઉતારે. ॥ ૧ ॥ અનંત સિદ્ધનો એ ઠામ, સકલ તીર્થનો રાય; પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ॥ ૨ ॥ સૂરજ કુંડ સુહામણો, કવિડજક્ષ અભિરામ; નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પરણામ.॥૩॥

## ॥ आदि जिन छंद ( भुजंगी छंद. ) ॥ १० ॥

દયાળુ દીનાનાથ દેવાધિદેવા, સદા દાસને આપીએ આપ સેવા; વિભુ સેવકોની વિનંતી સ્વીકારો, અરિહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૧ ॥ પિતા નાભિરાજા મરૂદેવી માતા, મુખે ઉચરૂં આપનાં મુક્તિદાતા; અમોને સદા આશરો છે તમારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૨ ॥ વિનીતા તણા રાજવી વિઘ્ન હર્તા, સદા શેવના દેવતા કોડકર્તા; જગન્નાથજી નિંદ્ય પાપો નિવારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો ॥ ૩ ॥ ધનુ પાંચસેં હેમ છે કાય ઉંચી, હૃદેમાં રતી ભાવથી ભક્તિ રૂચી; સદા ઇષ્ટ છે શેલડી સ્વાદ સારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૪ ॥ પ્રભુજી તમારા તમે પુત્ર તાર્યા, અમોને વિભુ એ સમે શું વિસાર્યા; હવે હું નથી છેડલો છોડનારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૫ ॥ મહાદેવ વિષ્ણુ વળી જે વિધાતા, નથી માનતા મેલડી પીરમાતા; ભુંડા ભુતડામાં ભર્યા છે વિકારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૬ ॥ કંઇ દેવતા દુષ્ટ માંસાદિ માગે

કંઇ નગ્ન નાચ્યા નમી નાર આગે; નથી હું કદી કોઇને જાચનારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૭ ॥ દિણંદા સૂરેંદા સદા પાય પૂજે, નરીંદા મુણીંદા નમ્યા તે નમુ જે ધણી ધ્યાનમાં દાસની અર્જ ધારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૮ ॥ ઘણીવાર મેં આપ આજ્ઞા ઉથાપી, હવે શર્ણ આવ્યો પ્રભુજી પ્રતાપી; ક્ષમા આપજ્યો વાંક આવ્યા અપારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૯ ॥ નમું નમ્રતાથી તને નિર્વિકારી, કરૂણા નિધિ નાથ કલ્યાણ કારી; કદી ઝાલશે કાળ આવી અટારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૧૦ ॥ સુકર્ણી ન કીધી કદી દેવ કાંઇ, રહ્યો મોહ માયા વિષે હું મુઝાઇ; હજુ હે પ્રભુ ભૂલ આવે હજારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૧૧ ॥ વિરામી વિરામિ કરૂંછું વિલાપો, મહા કષ્ટ કાપો મને મોક્ષ આપો; કહ્યું કેશવે હાથ ઝાલી અમારો, અરીહંત આદી ભવાબ્ધિ ઉતારો. ॥ ૧૨ ॥

## ॥ श्री आदिजिन चैत्यवंदन ॥ ११ ॥

જયત્યાદિમ તીર્થેશ, ત્રિલોકી મંગલ દ્રુમ; શ્રેયઃ ફલં સદા લોકા, યથાલોકા દુપાસતે ॥ ૧ ॥ શ્રી મન્નાભિકુલાદિત્ય, મરૂદેવ્યંગજ પ્રભોઃ સંસારાબ્ધિ મહાપોત, જયત્વં વૃષભધ્વજ. ॥ ૨ ॥ નમસ્તે જગદાનંદ, મોક્ષમાર્ગ વિધાયક;

જૈનેંદ્ર વિદિતા શેષ, ભાવસ્તદ્ ભાવ નાયક. ॥ ૩ ॥ પ્રક્ષીણા શેષ સંસ્કાર, વિસ્તાર પરમેશ્વર; નમસ્તે વાકયથાતીત, ત્રિલોક નરશેખર. ॥ ૪ ॥ ભવાબ્ધિ પતિતાનંત, સત્વ સંસાર તારક; ઘોર સંસાર કાંતાર, સાર્થવાહ નમોઽસ્તુતે. ॥ ૫ ॥

## ॥ श्री आदिजिन चैत्यवंदन ॥ १२ ॥

નાભિ નરેસર વંશ ચંદ, મરૂદેવા માત; સુર રમણી રમણીય જાસ, ગાયે અવદાત. ॥ ૧ ॥ કંચન વર્ણ સમાન કાંતિ, કમનીય શરીર, સુંદર ગુણગણ પૂર્ણ ભવ્ય, જન મન તરૂ કીર. ॥ ૨ ॥ આદેશ્વર પ્રભુ પ્રણમીએં એ, પ્રણત સુરાસુર વૃંદ, મન મોહે મુખ દેખતાં, દાન મિટે દુઃખ દંદ ॥ ૩ ॥

## ॥ श्री आदिजिन चैत्यवंदन ॥ १३ ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સાચો ॥ આદિસર જિનરાયનો, જિહાં મહિમા જાચો ॥ ૧ ॥ ઇહાં અનંત ગુણવંત સાધુ, પામ્યા શિવ વાસ ॥ એહગિરિ સેવાથી અધિક, હોય લીલ વિલાસ ॥ ૨ ॥ દુષ્કૃત સવિ દૂરે હરે એ, બહુ ભવ સંચિત જેહ ॥ સકલ તીર્થ શિર સેહરો, દાન નમે ધરી નેહ ॥ ૩ ॥

## ॥ श्री पुंडरिकगिरि चैत्यवंदन ॥ १४ ॥

આદિસર જિનરાયનો, ગણધર ગુણવંત ॥ પ્રગટ નામ

પુંડરિક જાસ, મહીમાંહે મહંત ॥ ૧ ॥ પંચ કોડી સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ ॥ શુકલ ધ્યાન ધ્યાતાં અમૂલ, કેવલ તિહાં લીધ ॥ ૨ ॥ ચૈત્રી પુનમને દિનેએ, પામ્યા પદ મહાનંદ॥ તે દિનથી પુંડરિક ગિરિ, નામ દાન સુખકંદ ॥૩॥

## श्री सिद्धाचळजीनुं चैत्यवंदन ॥ १५ ॥

સકળ સુહંકર સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચળ સુણિયે; સુરનર નરપતિ અસુર ખેચર, નિ કરે જે થુણીએ ॥ ૧ ॥ સકળ તીરથ અવતાર સાર, બહુ ગુણ ભંડાર; પુંડરિક ગણધર જાણ, પામ્યા ભવપાર ॥ ૨ ॥ ચૈત્રી પુનમને દિનેએ, કર્મ મર્મ કરી દૂર, તે તીરથ આરાહીએ, દાન સુયશ ભરપુર ॥ ૩ ॥

## श्री सिद्धाचळ चैत्यवंदन ॥ १६ ॥

એ તિરથ ઉપર અનંત, તીર્થંકર આવ્યા; વલી અનંતા આવશે, સમતા રસ ભાવ્યા ॥ ૧ ॥ આ ચોવીસી માંહિ એક, નેમીશ્વર પાખે ॥ જિન ત્રેવીશ સમોસર્યા, એમ આગમ ભાખે ॥ ૨ ॥ ગણધર મુનિવર કેવલી, સમોસર્યા ગુણવંત ॥ પ્રેમે તે ગિરિ પ્રણમતાં, હરખે દાન હસંત ॥૩॥

## श्री सिद्धाचळ चैत्यवंदन ॥ १७ ॥

એ તીરથના ઉપરે, થયા ઉદ્ધાર અસંખ્ય, તિમ પ્રતિમા

જીનરાયની, થઈ તાસ ન સંખ્ય ॥ ૧ ॥ અજિત શાંતિ જિનરાજ ઇશ, રહ્યા ચૌમાસી ॥ એ તીરથ મુનિ અનંત, હુવા શિવપુર વાસી ॥ ૨ ॥ ચૈત્રી પુનમને દિને એ, મહિમા જાસ મહાન ॥ એ તીરથ સેવન થકી, દાન વધે બહુવાન ॥૩॥

## श्री सिद्धाचळ चैत्यवंदन ॥ १८ ॥

અષ્ટાપદ આદિ અનેક, જગ તીરથ મોટાં ॥ તેહથી અધિકું સિદ્ધક્ષેત્ર, એહ વચન ન ખોટાં ॥ ૧ ॥ જે માટે એ તીર્થસાર, સાસય પ્રતિ રૂપ ॥ જેહ અનાદિ અનંત શુદ્ધ, ઇમ કહે જિન ભૂપ ॥ ૨ ॥ કલિકાલે પણ જેહનો એ, મહિમા પ્રબલ પડુર ॥ શ્રી વિજયરાજ સૂરિંદથી, દાન વધે બહુનૂર ॥૩॥

## श्री आदिनाथ चैत्यवंदन ॥ १९ ॥

આદિ દેવ અરિહંત નમું, ધનુષ પાંચશેં કાયા; નહીં કામ ક્રોધ માન, મૃષા નહીં માયા ॥ ૧ ॥ નહીં રાગ નહીં દ્વેષ, નામ નિરંજન તાહરૂં; વદન દીઠું વિશાલ તીહાં, સવિ પાપ ગયું માહરૂં ॥૨॥ નામે હું નિર્મલ થયો, જપું જાપ જિનવર તણો, કવિ ઋષભ એમ ઉચ્ચરે, આદિ દેવ મહિમા ઘણો ॥ ૩ ॥

# श्री सिद्धाचळजीनुं चैत्यवंदन ॥ २० ॥

સિદ્ધાચલ શિખરે ચઢી, ધ્યાન ધરો જગદીશ; મન વચ કાય એકાગ્રશું, નામ જપો એક વીશ ॥ ૧ ॥ શત્રુંજય ગિરિ વંદીએ, બાહુબલી શિવઠામ; મરૂદેવ પુંડરિકગિરિ, રેવતગિરિ વિશ્રામ. ॥ ૨ ॥ વિમલાચલ સિદ્ધરાજજી, નામ ભગીરથ સાર, સિદ્ધક્ષેત્રને સહસ્રકમલ, મુક્તિનિલય જયકાર. ॥ ૩ ॥ સિદ્ધાચળ શતકુટ ગિરિ, ઢંકને કોડી નિવાસ; કદંબગિરિ લોહિત નમું, તાલધ્વજ સુખવાસ ॥ ૪ ॥ મહાબલ દૃઢ શક્તિ સહી, એ એકવીશે નામ; સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પરણામ ॥ ૫ ॥ દગ્ધ શૂન્યને અવિધિ દોષ, અતિ પરિણુતિ જેહ, ચાર દોષ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણ ગેહ ॥ ૬ ॥ માનવ ભવ પામી કરીએ, સદ્‌ગુરૂ તીરથ જોગ; શ્રી શુભ વીરને શાસને, શિવરમણી સંજોગ ॥ ૭ ॥

# श्री परमात्मा चैत्यवंदन ॥ २१ ॥

જગન્નાથને તે નમું હાથ જોડી, કરૂં વિનતિ ભક્તિશું માન મોડી; કૃપાનાથ સંસારકું પાર તારો, લહ્યો પુન્યથી આજ દેદાર સારો ॥ ૧ ॥ સોહીલા મલે રાજ્ય દેવાદિ ભોગો, પરમ દોહિલો એક તુજ ભક્તિ જોગો; ઘણા કાલથી તું લહ્યો સ્વામી મીઠો, પ્રભુ પારગામી સહુ દુઃખ નીઠો

॥ ૨ ॥ ચિદાનંદ રૂપી પરબ્રહ્મ લીલા, વિલાસી વિભો ત્યક્ત કામાગ્નિ કીલા; ગુણાધાર જોગી શનેતા અમાઈ, જયત્વં વિભો ભૂતલે સુખદાઈ ॥ ૩ ॥ ન દીઠી જેણે તાહરી યોગ મુદ્રા, પડ્યા રાત દીસે મહામોહ નિદ્રા; કિસી તાસ હોશે ગતિ જ્ઞાન સિંધો, ભમંતો ભવે હું જગજીવન બંધો ॥ ૪ ॥ સુધાસ્યંદિ તે દર્શન નિત્ય દેખે, ગણું તેહનો હું વિભો જન્મ લેખે; ત્વદાજ્ઞા વશે જે રહ્યા વિશ્વમાંહિ, કરે કર્મની હાણ ક્ષણ એક માંહિ ॥ ૫ ॥ જિનેશાય નિત્યં પ્રભાતે નમસ્તે, ભવિ ધ્યાન હોજે હૃદયં સમસ્તે; સ્તવી દેવના દેવને હર્ષ પૂરે, મુખાંભોજ ભાલી ભજે હેજ ઉરે ॥ ૬ ॥ કહે દેશના સ્વામી વૈરાગ્ય કેરી, સુણે પર્ષદા બાર બેઠી ભલેરી; સુધાંભોધ ધારા સમી તાપ ટાલે, બેહુ બંધવા સાંભળે એક ઢાલે ॥ ૭ ॥

## श्री सिद्धाचळजीनुं चैत्यवंदन ॥ २२ ॥

શત્રુંજય ગિરિ વંદીએ, સકલ તીરથ જગસાર; આતમ પાવન કારણે, એહીજ તીર્થ નિરધાર ॥ ૧ ॥ સિદ્ધગિરિ સેવી શિવ વસ્યા, મહાત્મા નંતાનંત; એહ તીર્થની ફરસના, અમ હોજો સુખવંત ॥ ૨ ॥ તીર્થ નામ યથાર્થ તો, જેહથી ભવ તરાય; વિષય કષાય મૂલ ભવતણા, તીર્થ ભકતે છેદાય ॥ ૩ ॥ થાવર જંગમ ભેદથી, દુવિધ તીર્થ જણાય; જિન ગણહરાદિ મુનિવરા, જંગમ તીર્થ કહાય ॥ ૪ ॥ સિદ્ધા-

અળ અષ્ટાપદગિરિ, આબુ સમેત સાર; રેવતગિરિ આદે સવે, થાવર તીર્થ અવધાર ॥ ૫ ॥ ચિત્ત ચોખે શુદ્ધ સાધ્યશું, તન્મય સ્વરૂપાધાર; એકજવાર એમ સેવતાં, આપે ભવનો પાર ॥ ૬ ॥ સેવના જોગ અસંખ્ય છે, પણ ભક્તિ અંગ બળવાન, તે માટે રૂપ ઓલખી, શામળ કરે ગુણ ગાન ॥ ૭ ॥

## श्री पुंडरिक स्वामीनुं चैत्यवंदन ॥ २३ ॥

શ્રી શત્રુંજય મહાત્મ્યની, રચના કીધી સાર; પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન ગણધાર ॥ ૧ ॥ એક દિન વાણી જિનની, શ્રવણી થયો આનંદ; આવ્યા શેત્રુંજાગિરિ, પંચ કોડ સહ રંગ ॥ ૨ ॥ ચૈત્રિ પૂનમને દિને એ, શિવશું કીધો યોગ; નમીયે ગિરિને ગણધરૂં, અધિક નહીં ત્રિલોક ॥ ૩ ॥

## श्री पुंडरिक स्वामीनुं चैत्यवंदन ॥ २४ ॥

આદીશ્વર જિનરાયનો ગણધર ગુણવંત; પ્રગટ નામ પુંડરિક જાસ, મહીમાંહે મહંત ॥ ૧ ॥ પંચકોડ સાથે મુણિંદ, અણસણ જીહાં કીધ; શુકલ ધ્યાન ધ્યાતા અમૂલ, કેવલ તીહાં લીધ ॥ ૨ ॥ ચૈત્રિ પૂનમને દીન એ, પામ્યા પદ મહાનંદ; તે દિનથી પુંડરિકગિરિ, નામદાન સુખકંદ ॥૩॥

# ॥ श्री शत्रुंजय तीर्थनी थोयो ॥

(૧)

પુંડરિક મંડન પાય પ્રણમીજે, આદીશ્વર જિનચંદાજી.
નેમિ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢિઆ આનંદાજી;
આગમ માંહિ પુંડરિક મહિમા, ભાખ્યો જ્ઞાન દિનંદાજી,
ચૈત્રી પુનમ દિન દેવી ચક્કેસરી સૌભાગ્ય દો સુખકંદાજી.

(૨)

વિમલાચળ મંડન, જિનવર આદિ જિણંદ,
નિર્મમ નિર્મોહી, કેવલ જ્ઞાન દિણંદ;
જે પૂર્વ નવાણું, આવ્યા ધરી આણંદ,
શત્રુંજય શિખરે, સમવસર્યા સુખકંદ.

(૩)

શ્રી સિદ્ધાચલ મંડન, ઋષભ જિણંદ દયાળ;
મરૂદેવા નંદન, વંદન કરૂં ત્રણ કાળ,
એ તીરથ જાણી, પૂર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર.

# अथ आदिजिन स्तुति ॥ १ ॥

આદિ જિનવર રાયા, જાસ સોવન્न કાયા; મરૂદેવી જસ માયા, ધોરી લંછન પાયા; જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ

ચારિત્ર પાયા; કેવલ સિરિ રાયા, મોક્ષ નગરે સધાયા. ॥૧॥
સવિજિન સુખકારી, મોહ મિથ્યા નિવારી; દુરગતિ દુઃખ ભારી,
શોક સંતાપ વારી; શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી;
નમિયેં નરનારી, જેહ વિશ્વોપકારી. ॥ ૨ ॥ સમવસરણ
બેઠા, લાગે જે જિન મીઠા, કરે ગણપ પઈઠ્ઠા, ઈંદ્ર ચંદ્રાદિ
દિઠ્ઠા; દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતા ટાલે રિઠ્ઠા; ભવિજન હોય
હિઠ્ઠા, દેખિ પુણ્યેં ગરિઠ્ઠા. ॥ ૩ ॥ સુર સમકિતવંતા, જેહ
ઋદ્ધેં મહંતા; જેહ સુજન સંતા, ટાલિયેં મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા; જિન ઉત્તમ થુણંતા, પદ્મને
સુખદિંતા. ॥ ૪ ॥

# अथ ऋषभ जिन स्तुति ॥ २ ॥

અતિ સુઘટ સુંદર, ગુણ પુરંદર, મંદર રૂપ સુધીર;
ઘનકર્મ કદલી દલનદંતી સિંધુ સમ ગંભીર, નાભિરાય નંદન,
વૃષભ લંછન, ઋષભ જગદાનંદ, શ્રી રાજવિજય, સુરિંદ
તેહના, વંદે પદ અરવિંદ. ॥ ૧ ॥ સુરનાથ સેવિત વિબુધ
વંદિત, વિદિત વિશ્વાધાર; દોય સામલા, દોય ઉજલા, દોય
નીલવર્ણ ઉદાર; જાસૂલ ફૂલ, સમાન દોઈ, શોલ સોવનવાન,
શ્રી રાજવિજય સુરિરાજ અહોનિશ, ધરે તેહનું ધ્યાન. ॥૨॥
અજ્ઞાન મહાતમ, રૂપ રજની, વેગેં વિદ્ધંસણ તાસ. સિદ્ધાંત
શુદ્ધ, પ્રબોધ ઉદયો, દિનકર કોડી પ્રકાશ. પદબંધ શોભિત,
તત્વ ગર્ભિત, સૂત્ર પીસ્તાલીશ. અતિ સરસ તેહના, અર્થ

પ્રકાશે, શ્રી રાજવિજય સૂરીશ ॥ ૩ ॥ ગજગામિની, અભિરામ કામિની, દામિનીશ્રી દેહ; સા કમલનયણી, વિપૂલ વયણી ચક્કેસરીગુણ ગેહ. શ્રી રાજવિજય, સુરિંદ પાયે, નિત્ય નમતી જેહ. કહે ઉદય રત્ન, વાચક જૈન શાસન, વિઘ્ન નિવારો તેહ. ॥ ૪ ॥

# अथ श्री शत्रुंजय स्तुति ॥ ३ ॥

શ્રી શત્રુંજય ગિરિ તીરથ સાર, ગિરિવર માંહિં જેમ મેરૂ ઉદાર, ઠાકુર રામ અપાર. મંત્ર માંહિં નવકારજ જાણું, તારા માંહિં જેમ ચંદ્ર વખાણું, જલધર માંહિ જલ જાણું. પંખી માંહિ જેમ ઉત્તમ હંસ, કુલ માંહિ જેમ ઋષભનો વંશ, નાભિ તણો જે અંશ. ક્ષમાવંત માંહિ જેમ અરિહંતા, તપશૂરા મુનિવર મહંતા, શત્રુંજય ગિરિ ગુણવંતા. ॥ ૧ ॥ ઋષભ અજિત સંભવ અભિનંદા, સુમતિનાથ મુખ પૂનમચંદા, પદ્મપ્રભ સુખકંદા. શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભ સુવિધિ, શીતલ શ્રેયાંસ સેવો બહુ બુદ્ધિ, વાસુપૂજ્ય મતિ સુદ્ધિ. વિમલ અનંત જિનધર્મ એ શાંતિ, કુંથુ અરમલ્લિ નમું એકાંતિ, મુનિસુવ્રત શુદ્ધ પંથિ. નમી પાસને વીર ચોવીશ, નેમ વિના એ જિન ત્રેવીશ, સિદ્ધગિરિ આવ્યા ઇશ. ॥ ૨ ॥ ભરતરાય જિન સાથે બોલે, સ્વામી શત્રુંજય ગિરિ કુણ તોલે, જિનનું વચન અમોલે. ઋષભ કહે સુણો ભરતરાય, છહરી પાલંતા જે નર જાય, પાતક ભુકો થાય. પશુ પંખી જે ઇણ

ગિરિ આવે, ભવ ત્રીજે તે સિદ્ધજ થાવે, અજરામર પદ પાવે. જિન મતમેં શત્રુંજો વખાણ્યો, તે મેં આગમ દિલ માંહે આણ્યો, સુણતાં સુખ ઉર આણ્યો. ॥ ૩ ॥ સંઘપતિ ભરત નરેસર આવે, સોવન તણાં પ્રાસાદ કરાવે, મણિમય મૂરતિ ઠાવે. નાભિરાયા મરૂદેવી માતા, બ્રાહ્મી સુંદરી બેહેન વિખ્યાતા, મૂર્તિ નવાણું ભ્રાતા. ગોમુખને ચક્કેસરી દેવી, શત્રુંજય સાર કરે નિત્ય મેવી, તપ ગચ્છ ઉપર હેવી. શ્રી વિજયસેન સુરીશ્વર રાયા, શ્રી વિજયદેવ સૂરિ પ્રણમી પાયા, ઋષભદાસ ગુણ ગાયા. ॥ ૪ ॥

# अथ श्री शत्रुंजय स्तुति ॥ ४ ॥

શ્રી શત્રુંજય મંડણ આદિ દેવ, હું અહોનિશ સારૂં તાસ સેવ. રાયણ તલેં પગલાં પ્રભુ તણાં, પૂજિશ સફલ ફૂલ શોહામણાં. ॥ ૧ ॥ ત્રેવીશ તીર્થંકર સમોસર્યા, વિમલાચલ ઉપર ગુણ ભરયા. ગિરિ કંડણેં આયા નેમનાથ, સો જિનવર મેલો મુક્તિ સાથ. ॥ ૨ ॥ શ્રી સોહમ સ્વામી ઉપદિશ્યા, જંબુ ગણધરને મન વશ્યા. પુંડરિક ગિરિ મહિમા એહ માંહિ, હું આગમ સમરૂં મન ઉછ્છાહિં. ॥ ૩ ॥ ચક્કેસરી ગોમુખ કવડયક્ષ, મનવંછિત પૂર્ણ કલ્પવૃક્ષ. સિદ્ધક્ષેત્ર સહાઈ દેવતા, ભણે નંદસૂરી તુમ પાય સેવતા. ॥ ૪ ॥

## ॥ अथ श्री सिद्धाचलजीनी स्तुति ॥५॥

આગેં પૂરવ વાર નવાણું, આદિ જીનેસર આયાજી. શત્રુંજય લાભ અનંતો જાણી, વંદું તેહના પાયાજી. જગબંધવ જગ તારણ એ ગિરિ, દીઠાં દુર્ગતિ વારેજી. યાત્રા કરતાં છહરિ પાલે, કાજ પોતાનાં સારેજી ॥ ૧ ॥ શત્રુંજય અષ્ટાપદ નંદીસર, ઉજ્જવલ અર્બુદ આદેંજી. સયલ તીરથને સમેત શિખરગિરિ, સફલ જન્મ જે વાંદેજી. અતીત અનાગત ને વર્તમાનહ, જિનવર હુઆને હોસેજી, જે જન તીર્થ એણી પરેંવાંદે, તેહને શિવપદ થાસેજી. ॥ ૨ ॥ સીમંધર જિન સુરપતિ આગેં, શત્રુંજય મહિમા દાખ્યોજી. વાંદૂં આગમ ગણધર ગુંથ્યું, જેણે એ તીરથ ભાખ્યોજી, સિદ્ધ અનંતા એણે ગિરિ હુઆ, ઘન આગમ એમ બોલેજી, સકલ તીરથમાં રાજા કહીએં. નહીં કોઈ શત્રુંજય તોલેજી ॥ ૩ ॥ કવડયક્ષ ગૌમુખ ચક્કેસરી, શત્રુંજય સાન્નિધ્ય કારીજી. સકલ મનોરથ સંઘના પૂરે, વાંછિત સમકિત ધારીજી. શ્રી વિમલાચલ જગ જયવંતા, સબલ સક્તિ તુમારીજી. દેજો દેવા શત્રુંજય સેવા, કાર્ય સિદ્ધિ અમારીજી ॥ ૪ ॥

## ॥ अथ श्री ऋषभदेवजीनी स्तुति ॥ ६॥

ત્રાશી લાખ પૂરવ ઘરવાસેં, વસીયા પરિકર યુક્તાજી.

જન્મથકી પણ દેવ તરૂ ફલ, ક્ષીરોદધિ જલ ભોકતાજી.
મઈ સુઅ ઓહિ નાણે સંજુત, નયણ વયણ કજ ચંદાજી.
ચાર સહસશું દીક્ષાશિક્ષા, સ્વામી ઋષભ જિણંદાજી ॥ ૧ ॥
મન: પર્યવ તવ નાણ ઉપન્યું, સંજતિ લિંગ સહાયાજી.
અઢિદ્વીપમાં સંજ્ઞી પંચેંદ્રિય, જાણે મન ગત ભાવાજી. દ્રવ્ય
અનંતા સૂક્ષ્મ ત્રીચ્છા, અઢારશેં ખિત ઠાયાજી. પલિય
અસંખમ ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ પરજાયાજી ॥ ૨ ॥
ઋષભ જિનેશ્વર કેવલ પામી, રયણ સિંહાસણ ઠાયાજી.
અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયાજી.
તાસ અનંતમે ભાગેં ધારી, ભાગ અનંતે સુત્રજી, ગણધર
રચીઆં આગમ પૂજી. કરીએ જન્મ પવિત્રજી ॥ ૩ ॥
ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, .સમકિત શુદ્ધ સુહાવેજી.
આદી દેવની સેવ કરંતી, શાસન સોહ ચઢાવેજી શ્રદ્ધા
સંયુત જે વ્રત ધારી. વિઘન તાસ નિવારેજી, શ્રી શુભ વીર
વિજય પ્રભુ ભગતે, સમરે નિત્ય સવારેંજી ॥ ૪ ॥

## ॥ श्री रीषभदेवजीनी स्तुति ॥ ७ ॥

પરમ સુખ વિલાસી, શુદ્ધ ચિદ્રુપ ભાસી;
સહજ રૂચી વિકાસી, મોક્ષ આવાસ વાસી.
મદમદન નિવાસી, વિશ્વથી જે ઉદાસી;
ઋષભજિન અનાસી, વંદીએ તે નિરાસી. ॥ ૧ ॥
જિનવર હિતકારા, પ્રાપ્ત સંસાર પારા;

કૃતકપટ વિદારા, પૂર્ણ પુણ્ય પ્રચારા.
કલિમલ મલહારા, મંદિતા નંગ ચારા;
દુઃખ વિપિન કુઠારા, પૂજીએ પ્રેમધારા. ॥ ૨ ॥
પ્રબલ નયન પ્રકાશા, શુદ્ધ નિક્ષેપ વાસા;
વિવિધ નય વિલાસા, પૂર્ણ નાણાવભાસા.
પરિહરિ તક દાસા, દત્ત દુર્વાદિ વાસા;
ભવિજન સુણિખાસા, જૈનવાણી જ્યાસા. ॥ ૩ ॥
સકલ સુર વિશિષ્ટા, પાલિતા નેક શિષ્ટા;
ગરિમ ગુણ ગરિષ્ટા, નાચિતા શેષરિષ્ટા.
જનમ મરણ નિષ્ટા, દાન લીલા પદિષ્ટા,
હરતુ સકલ દુષ્ટા, દેવિચક્રા વરિષ્ટા. ॥ ૪ ॥

## ॥ श्री शत्रुंजय स्तुति ॥ ८ ॥

શ્રી શત્રુંજય મંડણ, રિસહ જિણેસર દેવ, સુરનર વિદ્યાધર, સારે જેહની સેવ ॥ સિદ્ધાચલ શિખરે, સોહાકર શ્રૃંગાર ॥ શ્રી નાભિ નરેસર, મરૂ દેવીનો મલ્હાર ॥ ૧ ॥
એ તીરથ જાણી, જીન ત્રેવીશ ઉદાર, એક નેમ વિના સવિ, સમવસરયા સુખકાર ॥ ગિરિ કંડણે આવી, પોહોતા ગઢ ગિરનાર ॥ ચૈત્રી પૂનમ દિને, તે વંદું જયકાર ॥ ૨ ॥
જ્ઞાતા ધર્મ કથાંગે, અંતગડ સૂત્ર મઝાર ॥ સિદ્ધાચલ સીધા, બોલ્યા બહુ અણગાર ॥ તે માટે એ ગિરી, સવિ તીરથ શિરદાર ॥ જિણે ભેટે થાવે, સુખ સંપત્તિ વિસ્તાર

॥ ૩ ॥ ગોમુખ ચક્રેશ્વરી, શાસનની રખવાલી ॥ એ તીરથ કેરી, સાંનિધ્ય કરે સંભાલી ॥ ગિરૂઓ જસ મહિમા સંપ્રતિ કાલેં જાસ ॥ શ્રી જ્ઞાન વિમલ સૂરિ, નામે લીલ વિલાસ ॥ ૪ ॥

## ॥ श्री सिद्धगिरि स्तुति ॥ ९ ॥

ત્રેશઠ લખ પૂરવ રાજ કરી, લીયે સંયમ અતિ આણુંદ ધરી ॥ વરસ સહસે કેવલ લચ્છી વરી, એક લખ પૂર્વે શિવરમણી વરી ॥ ૧ ॥ ચોવીશે પહિલા ઋષભ થયા, અનુક્રમે ત્રેવીશે જિણુંદ ભયા ॥ ચૈત્રી પૂનમ દિન તેહ નમો, જિમ દુર્ગતિ દુઃખડાં દૂર ગમો ॥ ૨ ॥ એકવીશ એકતાલીશ નામ કહ્યાં, આગમેં ગુરૂ વયણેં તેહ લહ્યાં ॥ અતિશય મહિમા ઇમ જાણીએં, તે નિશિ દિન મનમાં આણીએં ॥ ૩ ॥ શત્રુંજય ગિરિનાં સવિ વિઘન હરે, ચક્રેસરી દેવી ભગતિ કરે ॥ કહે જ્ઞાન વિમલ સૂરીસરૂ, જિન શાસનને હોજો જયકરૂ ॥ ૪ ॥

## ॥ श्री शत्रुंजय स्तुति ॥ १० ॥

શ્રી શત્રુંજય મંડણુ રિસહ જિણુંદ, પાપ તણો ઉન્મૂલે કંદ ॥ મરૂ દેવી માતાનો નંદ, તે વંદૂં મન ધરી આણુંદ ॥ ૧ ॥ ત્રણુ ચોવીશી બહુત્તર જિના, ભાવ ધરી વંદું એક મના ॥ અતીત અનાગતને વર્ત્તમાન, તિમ અ-

નંત જિનવર ધરચો ધ્યાન ॥ ૨ ॥ જેહમાં પંચ કહ્યા વ્યવહાર, નય પ્રમાણ તણા વિસ્તાર ॥ તેહના સુણવા અર્થ વિચાર, જિમ હોય પ્રાણી અલ્પ સંસાર ॥ ૩ ॥ શ્રી જિન વરની આણા કરે, જગ જસવાદ, ઘણો વિસ્તરે ॥ શ્રી જ્ઞાન વિમલ સૂરિ સાન્નિધ્ય કરે, શાસન દેવી સંકટ હરે ॥ ॥ ૪ ॥

## ॥ श्री रीखभदेव स्तुति ॥ ११ ॥

પ્રણમો ભવિયા રિસહ જિણેસર, શત્રુંજય કેરો રાયજી. વૃષભ લંછન જસ ચરણે સોહે, સોવન વરણી કાયજી. ભરતાદિક શતપુત્ર તણો જે, જનક અયોધ્યા રાયજી. ચૈત્રી પૂનમને દિન જેહના, મહોટા મહોત્સવ થાયજી ॥ ૧ ॥ અષ્ટાપદ ગિરિ શિવપદ પામ્યા, શ્રી રિસહેશ્વર સ્વામીજી, ચંપાયેં વાસુ પૂજ્ય નરેસર, નંદન શિવગતિ ગામીજી વીર અપાપાપુર ગિરનારેં, સિદ્ધા નેમ જિણંદાજી. વીશ સમેત ગિરિ શિખરે પોહોતા, એમ ચોવીશે વંદોજી ॥ ૨ ॥ આગમ નાગમતાં પરેં જાણો, સવિ વિષનો કરે નાશજી. પાપતાપવિત્ર દૂરે કરવા, નિશિદિન જેહ ઉપાસેજી. મમતા કંચૂકી કીજેં અલગી નિર્વિષતા આદરીએંજી. ઈણી પરેં સહજ થકી ભવ તરીએં, જિમ શિવ સુંદરી વરીયેંજી ॥ ૩ ॥ કવડ જક્ષ પ્રત્યક્ષ થઈનેં, જેહના પરતા પૂરેજી, દોહગ દુર્ગતિ દુર્જનનો ડર સંકટ સઘલાં ચૂરેજી. દિન દિન દોલત

દીયે અધિકી, જ્ઞાન વિમલ ગુણ નૂરજી. જીત તણા નિશાન વજાવો, બોધિ બીજ ભરપૂરજી ॥ ૪ ॥

## ॥ श्री रिषमदेव स्तुति ॥ १२ ॥

ચૈત્રી પૂનમ દિન, શત્રુંજ ગિરિ અહિ ઠાણ. પુંડરિક વર ગણધર, તિહાં પામ્યા નિર્વાણ. આદીશ્વર કેરા, શિષ્ય પ્રથમ જયકાર. કેવલ કમલાવર. નાભિનરિંદ મલ્હાર ॥ ॥ ૧ ॥ ચાલ જંબુ દ્વીપે, વિચરંતા જિન દેવ. અડધાતકી ખંડે, સુર નર સારે સેવ. અડ પુષ્કર અર્ધે, ઇણિપરે વીશ જિનેશ. સંપ્રતિ એ શોહે, પંચ વિદેહ નિવેશ ॥ ૨ ॥ પ્રવચન પ્રવહણ સમ, ભવ જલ નિધિને તારે. કોહાદિક મોટા, મત્સ્ય તણા ભય વારે. જિહાં જીવ દયા રસ, સરસ સુધારસ દાખ્યો. ભવિ ભાવ ધરીને, ચિત્ત કરીને ચાખ્યો ॥ ૩ ॥ જિન શાસન સાન્નિધ્ય, કારી વિઘન વિદારે. સમકિત દૃષ્ટિસુર, મહિમા જાસ વધારે. શેત્રુંજ ગિરિ સેવો, જેમ પામો ભવ પાર. કવિ ધીર વિમલનો, શિષ્ય કહે સુખકાર ॥ ૪ ॥

## ॥ श्री रिषमदेव स्तुति ॥ १३ ॥

વંદૂ સદા શેત્રુંજ તીર્થરાજે, ચૂડામણિ આદિ જિણંદ આજે ॥ દુંદુહ કમહ વિરોધ ભાંજે, માનું શિવારોહણ એહ પાજે ॥ ૧ ॥ દેવાધિ દેવા કૃત દેવ સેવા, સંભારિયેં જ્યું

ગજ ચિત્ત રેવા ॥ સવ્વેવિ તે થુત્તિ થુયા મહિયા, અગા ગયા સંપઈ જે અઈયા ॥ ૨ ॥ જે મોહના યોધ વડા કહાયા, ચત્તારિ દુઠ્ઠા કસીણા કસાયા ॥ તે જીતીયેં આગમ ચખ્ખુ પામી, સંસાર પારોત્તરણાય ધામી ॥ ૩ ॥ ચક્કેસરી ગોમુહ દેવ જુત્તા, રક્ષા કરી સેવય ભાવ પત્તા ॥ દીયો સયા નિમ્મલ નાણ લચ્છી, હોવે પસન્ના શિવ સિદ્ધિ લચ્છી ॥ ૪ ॥

## ॥ श्री रिषभदेव स्तुति ॥ १४ ॥

ઋષભદેવ નમું ગુણ નિર્મલા, કૂધમાંહિ લેસી શીતોપલા ॥ વિમલ શૈલ તણા શણગાર છે, ભવ ભવ મુઝ ચિત્તં તે રૂચે ॥ ૧ ॥ જેહ અનંત થયા જિન કેવલી, જેહ હશે વિચરંતા તેવલી ॥ જેહ અસાસય સાસય ત્રિહું જગેં જિન પડિમા પ્રણમું નિતુ ઝગ મગે ॥ ૨ ॥ સરસ આગમ અક્ષર મહોદધિ, ત્રીપદી ગંગ તરંગ કરિ વધી ॥ ભવિક દેહ સદા પાવન કરે, દુરિત તાપ રજોમલ અપહરે ॥ ૩ ॥ જિન શાસન ભાસન કારિકા, સુરસુરી જિન આણા ધારિકા ॥ જ્ઞાન વિમલ પ્રભુતા દીયે દંપતી, દુરીત દુષ્ટ તણા ભવ ઝીંપતી ॥ ૪ ॥

## ॥ श्री रिषभदेव स्तुति ॥ १५ ॥

સવિ મલી કરી આવો, ભાવના ભવ્ય ભાવો ॥ વિ-

મલ ગીરી વધાવો, મોતીયાં થાલ લાવો ॥ જો હોય શિવ જાવો ચિત્ત તો વાત ભાવો ॥ ન હોય દુશ્મન દાવો, આદિ પૂજા રચાવો ॥ ૧ ॥ શુભ કેશર ઘોલી, માંહે કર્પૂર ચોળી ॥ પહેરી સિત પટોલી, વાસીયે ગંધ ધૂલી ॥ ભરી પુષ્કલ નોલી, ટાળીએ દુઃખ હોલી ॥ સવિ જીનવર ટોલી, પૂજીએં ભાવ ભોલી ॥ ૨ ॥ શુભ અંગ અગ્યાર, તેમ ઉપાંગ બાર ॥ વલી મૂલ સૂત્ર ચાર, નંદી અનુયોગ દ્વાર ॥ દશ પયન ઉદાર, છેદ ષટ વૃત્તિ સાર ॥ પ્રવચન વિસ્તાર, ભાષ્ય નિ-ર્યુક્તિ સાર ॥ ૩ ॥ જય જય જયનંદા, જૈન દૃષ્ટિ સુ-રિંદા, કરે પરમાનંદા, ટાળતા દુઃખ દંદા, જ્ઞાન વિમળ સૂરિંદા; સામ્ય માકંદ કંદા ॥ વર વિમલ ગિરિંદા, ધ્યાનથી નિત્ય ભદ્દા ॥ ૪ ॥

## ॥ श्री रिषभदेव स्तुति ॥ १६ ॥

જિયાં ઓગણચોતેર કોડા કોડી, તેમ પંચાશી લખ વલી જોડી, ચુમ્માલીશ સહસ્સકોડી ॥ સમવસરયા જિહાં એતીવાર, પૂર્વ નવાણું એમ પ્રકાર નાભિ નરિંદ મલ્હાર ॥ ॥ ૧ ॥ સહસકૂટ અષ્ટાપદ સાર, જિન ચોવીશ તણા ગણુ ધાર, પગલાંના વિસ્તાર ॥ વલી જિન બિંબ તણો નહિં પાર, દેહરી થંભે બહુ આકાર, વંદું વિમલ ગિરિ સાર ॥ ॥ ૨ ॥ એંસી સીતેર સાઠ પંચાસ બાર, જોયણ માને જસ વિસ્તાર ॥ ઈગદૃતી ચઉપર આર ॥ માન કહ્યું એ-

હનું નિરધાર, મહિમા એહુનો અગમ અપાર, આગમ માંહે ઉદાર ॥ ૩ ॥ ચૈત્રી પૂનમ દિન શુભ ભાવે, સમકિત દૃષ્ટિ સુરનર આવે, પૂજા વિવિધ રચાવે ॥ જ્ઞાન વિમલ સૂરિ ભાવના ભાવે, દુર્ગતિ દોહગ દૂર ગમાવે, બોધ બીજ જસ પાવે ॥ ૪ ॥

## श्री रिषभदेव स्तुति ॥ १७ ॥

શેત્રુંજ સાહેબ પ્રથમ જિણંદ, નાભિ ભૂપ કુલ કમળ દિણંદ, મરૂ દેવીનો નંદ ॥ જસ મુખ સોહે પૂનમ ચંદ, સેવા સારે ઈંદ્ર નરિંદ, ઉન્મૂલે દુઃખ દંદ ॥ વંછિત પૂરણ સુરતરૂ કંદ, લંછન જેહને સુરભિનંદ, ટેરે ભવ ભય ફંદ ॥ પ્રણમે જ્ઞાન વિમલ સુરિંદ, સેહતો અહનિંશ પદ અરવિંદ, નામે પરમાનંદ ॥ ૧ ॥ શ્રી સીમંધર જિનવર રાજે, મહા વિદેહે બાર સમાજે, ભાવે ઈમ ભવિકા જે ॥ સિદ્ધક્ષેત્ર નામે ગિરિ રાજે, એહુજ ભરત માંહે એ છાજે, ભવજલ તરણ ઝહાજે ॥ અનંત તિર્થંકર વાણી ગાજે, ભવિ મન કેરા સંશય ભાંજે, સેવક જનને નિવાજે ॥ વાજે તાલ કંસાલ પવાજે, ચૈત્રી મહોત્સવ અધિક દીવાજે; સુરનર સહુ બહુ સાજે ॥ ૨ ॥ રાગ દ્વેષ વિષ ખીલણ મંત, ભાંજે ભવભવ ભાવઠ ભ્રાંત, ટાલે દુઃખ દુરંત ॥ સુખ સંપ હોય જે સમરંત, ધ્યાયે અહર્નિંશ સઘલા સંત, ગાયે મહંત ॥ શિવસુંદરી વશ કરવા તંત, પાપ તાપ પીલણ અ

જંત ॥ સુણીએં તે સિદ્ધાંત ॥ આણી મોટી મનની ખાંત, ભવિયણ ધ્યાવો એકણ ચિત્ત, રાન વેલા ઉલહુંત ॥ ૩ ॥ આદિ જિનેશ્વર પદ અનુસરતી, ચતુરંગુલ ઉંચી રહે ધરતી, દુરિત ઉપદ્રવ હરતિ ॥ સરસ સુધારસ વયણ ઝરંતી, જ્ઞાન વિમલ ગિરિ સાનિધ્ય કરંતી, દુશ્મન દુષ્ટ દલંતી ॥ દાડિમ પકવ કલી સમદંતી, જ્યોતિ ગુણ ઈહાં રાજી પંતી, સમકિત બીજ વપંતી ॥ ચક્કેસરી સુરસુંદરી હુંતી, ચૈત્રી પૂનમ દિનેં આવંતી, જય જયકાર ભણંતી ॥ ૪ ॥

## श्री आदिनाथनी थोयो ॥ १८ ॥

અઠુમી વાસર મજ્જિમ રયણી, આઠ જાતિ દિશિ કુમરીજી; જન્મ ઘરે આવે ગહગહતિ, નિજ નિજ કારય સમરીજી; અઢાર કોડા કોડિ સાગર અંતર, તુજ તોલે કોણ આવેજી, ઋષભ જગત ગુરૂ દાયક જનની, ઈમ કહી ગીત સુણાવેજી ॥ ૧ ॥ આઠ કર્મ ચૂરણ કર જાણી કલશ આઠ પ્રકારજી; આઠ ઈંદ્રાણી નાયક અનુક્રમે, આઠનો વર્ગ ઉદારજી; અષ્ટ પ્રકારી પૂજા કરીને, મંગલ આઠ આલેખેજી; દાહિણ ઉત્તર દિશિ જિનવરનો, જન્મ મહોત્સવ લેખેજી ॥ ૨ ॥ પ્રવચન માતા આઠ આરાધો, આઠ પ્રમાદને બાધોજી. આઠ આચાર વિભુષિત આગમ, ભણતાં શિવસુખ સાધોજી; આઠમે ગુણઠાણે ચઢી અનુક્રમે, ક્ષપક શ્રેણી મંડાણજી; આઠમે અંગે અંતગડ કેવલી, વલી પામો નિરવાણજી ॥ ૩ ॥

વૈમાનિક જ્યોતિષિ ભવનાધિપ, વ્યંતર પતિ સુર નારીજી; ક્ષુદ્રાદિ અડદોષ નિઠારી, અડગુણ સમકિત ધારીજી, આઠમે દ્વીપે અઠ્ઠાઇ મહોત્સવ, કરતા ભક્તિ વિશાલજી; ક્ષમા વિજય જિનવરની ઠવણા, ચઉસઠી સય અડયાલજી ॥ ૪ ॥

## श्री आदीश्वरजीनो स्तुति ॥ १९ ॥

જય વૃષભ જિનાભિ, સ્ટુયશે નિમ્ન નાભિ, જડિમર વિષ નાભિ, ર્યઃ સુ પર્વાગ નાભિઃ ર્મિહુ કિલ મુંહુ નાભિઃ, ક્ષોણિ ભૂત સુન્નુ નાભિ, ધૃંત ભૂવનમ નાભિઃ, ક્ષાન્તિ સં-પત્કુ નાભિઃ ॥ ૧ ॥ વિગલીત વ્રિજિનાનાં, નૌમિરાજી જિનાનામ્, સરસજ નયનાનાં, પૂર્ણ ચંદ્રાનના નામ્, ગજ-વર ગમનાનાં, વારિવાહુ સ્વનાનામ, હુતમદ મદનાનાં, મુક્ત જીવાસના નામ્ ॥ ૨ ॥ અવિકલ કલ તારા, પ્રાણનાથં સુતારા, ભવ જલનિધિ તારા, સર્વદા વિપ્ર તારા; સુરનર વિન તારા, ત્વાર્હતિ ગીર્બતારા, દનવર તમિ તારા, જ્ઞાન લક્ષ્મી સુતારા ॥ ૩ ॥ નયન જીત કુરંગિ, ક્રાંશુ ધારો ચિરંગિ મિહ કિલ મૃહુરંગિ, કૃત્ય ચિંત્તાં તરંગિ; સ્મૃતિઃ સુચિરંગિ, દેવતાં ચ સ્તુરંગિ, કુરૂત ઇમ મુરંગિ, ત્યાદિ કૃત બંધુ રંગી ॥ ૪ ॥

## श्री पुंडरगिरि महिमानी स्तुति ॥ २० ॥

શત્રુંજય મંડણ, ઋષભ જીણુંદ દયાલ, મરૂદેવા નંદન,

વંદન કરૂં ત્રણ કાલ; એ તીરથ જાણી, પૂર્વ નવાણુ વાર, આદીશ્વર આવ્યા જાણી લાભ અપાર ॥ ૧ ॥ ત્રેવીશ તીર્થંકર, ચઢીઆ એણે ગિરિ ભાય, એ તીરથના ગુણ, સુર સુરાદિક ગાય, એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે, એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે ॥ ૨ ॥ પુંડરગિરિ મહિમા, આગમમાં પર સિદ્ધ, વિમલાચલ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ; પંચમી ગતિ પહોતા, મુનીવર કોડાકોડ, એણે તીરથ આવી, કર્મ વિપાક વિછોડ ॥ ૩ ॥ શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી, શ્રી આદિ જિનેશ્વર આણ હૃદયમાં ધારી, શ્રી સંઘ વિઘન હર, કવડ જક્ષ ગણભૂર, શ્રી રવિ બુધ સાગર, સંઘના સંકટ ચૂર ॥ ૪ ॥

## श्री आदीश्वरजीनी स्तुति ॥ २१ ॥

ભવ્યાં ભોજ વિબોધ નૈક તરણે, વિસ્તારી કર્માવલી; રંભા સામજ નાભિનન્દન મહા, નષ્ટાપદા ભાસુરૈ: ભકત્યા વંદિત પાદપદ્મ વિદુષાં, સંપાદય પ્રોજ્જિતા, રંભા સામજ નાભિનન્દન મહા, નષ્ટાપદા ભાસુરૈ: ॥ ૧ ॥ તેવ: પાંતુ જિનોત્તમા: ક્ષતરૂજો નાચિક્ષિપુર્યન્મનો, દારા વિભ્રમરોચિતા: સુમનસો મંદાર વારાજિતા: યત્પાદોચ સુરોજીતા: સુરભિયાં ચક્રુ: પતંચોંખરા, દારા વિભ્રમરોચિતા: સુમનસોમંદાર વારાજિતા: ॥ ૨ ॥ શાંતિં વ સ્તનુતા ન્મિથો નુગમના ઘન્નૈગમા ઘૈર્નયૈ, રક્ષો ભંજન હેતુ લાંછિત મંદોહ્નીર્ણા ગજાલંકૃતં; તત્પૂજ્યૈય જગતાં જિનૈ: પ્રવ-

અનંદૃપ્ય ત્કુવાદ્યાવલી, રક્ષોભંજન હેતુ લાંછિત મદોદીર્ણા ગજાલંકૃતં ॥૩॥ શીતાં શુત્વિષિ યત્ર નિત્ય મદધગંધાઢય ધુલીકણા, નાલી કેસર લાલસા સમુદિતા શુભ્રામરી ભાસિતા:; પાયાદ્ઃ શ્રુત દેવતા નિદધતી તત્રાબ્જ કાંતીક્રમૌ, નાલિ કેસર લાલસા સમુદિતા, શુભ્રામરી ભાસિતા ॥ ૪ ॥

## श्री सिद्धाचळजीनी थोयो ॥ २२ ॥

સકલ મંગલ લીલા મુનિ ધ્યાને, પરભવ ધરતનુ દીધું દાન, ભવિજન એહ પ્રધાન ॥ મરૂદેવાએ જનમજ દીધો, ઈંદ્ર સેલડી આગમ કીધો, વંસ ઈખ્ખાગ તે લીધો ॥ સુનંદા સુમંગલા રાણી, પૂરવ પ્રીત ભલી પટરાણી, પરણાવે ઈંદ્ર ઈંદ્રાણી ॥ સુખ વિલસે રસ અમીરસ ગુજે, પૂરવ નવાનું વાર શેત્રુંજે, પ્રભુ જઈ પગલે પૂજે ॥૧ ॥ આદિ નહી અંતર કોઈ એહનો, કેમ વર્ણવીજે સખી ગુણ એનો મોટો મહિમા તેનો ॥ અનંત તીર્થંકર ઈણ ગિરિ આવે, વિહરમાન વ્યાખ્યાન સુણાવે, દિલભરી દિલ સમજાવે ॥ સકલ તીર્થંનું એહીજ ઠામ, સર્વે ધર્મનું એહીજ ધ્યાન, એ મુજ આતમ રામ ॥ રે રે મુરખ મનસુ મુજે, પૂજીયે દેવ ઘણા શેત્રુંજે, જ્ઞાનની સુખડી ગુજે ॥ ૨ ॥ સોવન ડુંગર ટુંક રૂપાની, અનોપમ માણેક ટુંક સોનાની, દીસે દેરાં દધાની ॥ એક ટુંકે મુનિ અણસણ કરતા, એક ટુંકે મુનિવ્રત તપ કરતા, એક ટુંકે ઉતરતા ॥ સૂરજ કુંડ જલધિપ

લગાવો, મહિપાલનો કોટ ગમાવો, તેને તે સમુદ્ર નિપાવો ॥ સવા લાખ શેત્રુંજય મહાતમ, પાપતણી તીહાં ન રહે રાતમ, સુણતાં પવિત્ર થાય આતમ ॥ ૩ ॥ રમણિક ભુઈરૂં ગઢ રઢીયાલો, નવખંડ કુમર તીર્થ નિહાલો, ભવિજન પાપ પખાલો ॥ ચોખા ખાણુને વાઘણુ પોળ, ચંદન તલાવડી ઓલખા જોર, કંચન ભરોરે અંધોલ ॥ મોક્ષ વારીનો જગજસ મોટો, સિદ્ધસિલા ઉપર જઈ લોટો, સમકિત સુખડી ઓટો ॥ સોના ગભારે સોવન જાલી, ઝારો જિનની મૂર્ત્તિ રસાલો, ચકકેસરી રખવાલી ॥ ૪ ॥

## श्री सिध्धाचलजीनुं स्तवन ॥१॥

શ્રીરે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહો ॥ ઋષભ જિણંદ જુહારીનેં, લીજેં ભવ તણો લાહો ॥ શ્રી૦ ॥ ૧ ॥ મણિમય મૂરતિ ઋષભની, નિપાઈ અભિરામ ॥ ભુવન કરાવ્યું કનકમય, રાખ્યું ભરતેં નામ ॥ શ્રી૦ ॥ ૨ ॥ ઇણુ ગીરી ઋષભ સમોસર્યા, પૂર્વ નવાણું વાર ॥ રામ પાંડવ મુગતેં ગયા, પામ્યા ભવનો પાર ॥ શ્રી૦ ॥ ૩ ॥ નેમ વિના ત્રેવીશ જિના, આવ્યા સિદ્ધ ક્ષેત્ર જાણી ॥ શત્રુંજા સમું તીરથ નહી, બોલ્યા સીમંધર વાણી ॥ શ્રી૦ ॥ ૪ ॥ પૂરવ પુણ્ય પસાઉલે પુંડરિક ગીરી પાયો ॥ કાંતિ વિજય હરખેં કરી, વિમલાચલ ગાયો ॥ શ્રી૦ ॥ ૫ ॥

## श्रीसिध्धाचळजीनुं स्तवन ॥ २ ॥

તે દિન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચલ જાશું ॥ ઋષભ જિણંદને પૂજવા, સુરજ કુંડમાં ન્હાશું ॥ તે૦ ॥ ૧ ॥ સમવસરણમાં બેસીનેં, જિનવરની વાણી ॥ સાંભલશું સાચે મનેં, પરમારથ જાણી ॥ તે૦ ॥ ૨ ॥ સમકિત વ્રત સૂધાં ધરી, સદગુરૂને વંદી ॥ પાપ સરવ આલોઈનેં, નિજ આતમ નિંદી ॥ તે૦ ॥ ૩ ॥ પડિકકમણાં દોય ટંકનાં, કરશું મન કોડેં ॥ વિયય કષાય વીસારીનેં, તપ કરશું હોડેં ॥ તે૦ ॥ ૪ ॥ વાહલાને વૈરી વિચ્ચેં, નવિ કરશું વેહેરો ॥ પરના અવગુણ દેખીને, નવિ કરશું ચેહેરો ॥ તે૦ ॥ ૫ ॥ ધર્મ સ્થાનક ધન વાવરી, છ કાયનેં હેતેં ॥ પંચમહાવ્રત લેઈનેં, પાલશું મન પ્રીતેં ॥ તે૦ ॥ ૬ ॥ કાયાની માયા મેલીને, પરીસહને સહેશું ॥ સુખદુઃખ સઘળાં વીસારીનેં, સમભાવેં રહેશું ॥ તે૦ ॥ ૭ ॥ અરિહંત દેવને ઓળખી, ગુણ તેહના ગાશું ॥ ઉદય રત્ન ઈમ ઉચ્ચરે, ત્યારેં નિરમલ થાશું ॥ તે૦ ॥ ૮ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ३ ॥

સિદ્ધાચલ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં, વિમલાચલ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં, એ ગિરિવરનો મહિમા

મ્હોટો, કહેતાં નાવે પાર ॥ રાયણ રૂખ સમોસર્યા સ્વામી, પૂર્વ નવાણું વારરે ॥ ધ૦ ॥ ૧ ॥ મૂલ નાયક શ્રીઆદિ જિનેસર, ચઉમુખ પ્રતિમા ચાર ॥ અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવેં, સમકિત મૂલ આધારરે ॥ ધ૦ ॥ ૨ ॥ ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાવે, આપણા જનમ સુધારે ॥ યાત્રા કરી ભવિજન શુભ ભાવેં, નિરયતિર્યંચ ગતિવારેરે ॥ ધ૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારૂં, એ તીરથ જગ સારારે ॥ ધ૦ ॥૪॥ સંવત અઢાર વ્યાસીએં માસ આષાઢે, વદિ આઠમ ભોમવારા ॥ પ્રભુજીકી ચરણ પ્રતાપસેં સંઘમેં, એમ રતન પ્રભુ પ્યારા રે ॥ ધ૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ४ ॥

મ્હારૂં મન મોહ્યુંરે શ્રી સિદ્ધાચલેંરે, દેખીને હરખિત થાય ॥ વિધિશું કીજેંરે યાત્રા એહનીરે, ભવ ભવનાં દુઃખ જાય ॥ મા૦ ॥ ૧ ॥ પાંચમે આરેરે પાવન કારણેરે, એ સમું તીર્થ ન કોય ॥ મોટો મહિમારે મહિયલ એહનોરે, આ ભરતે ઇહાં જોય ॥ મા૦ ॥ ૨ ॥ એણે ગીરી આવ્યા રે, જિનવર ગણધરારે, સીધા સાધુ અનંત ॥ કઠિન કરમ પણ ઇણ ગિરિ ફરસતાં રે, હોયે કર્મની શાંત ॥ મા૦ ॥ ૩ ॥ જૈન ધરમ તે જાચો જાણીયેંરે, માનવ તીર્થ એ થંભ

॥ સુરનર કિન્નર નૃપ વિદ્યાધરારે, કરતા નાટારંભ ॥ ॥ મા૦ ॥ ૪ ॥ ધન ધન દહાડો રે, ધન ધન એ ઘડીરે, ધરીયેં હૃદય મજાર ॥ જ્ઞાન વિમલ પ્રભુ એહુના ગુણ ઘણારે, કહેતાં નાવે પાર ॥ મા૦ ॥ ૫ ॥

# श्री तीर्थमाळा स्तवन ॥ ५ ॥

શત્રુંજે રૂષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યારે ॥ સીધા સાધુ અનંત ॥ તીરથ તે નમું રે ॥ ત્રણ કલ્યાણિક તિહાં થયાં મુગતે ગયા રે ॥ નેમીસર ગિરનાર ॥ તી૦ ॥ ૧ ॥ અષ્ટાપદ એક દેહરો, ગિરિ સેહરોરે ॥ ભરતે ભરાવ્યાં બિંબ ॥ તી૦ ॥ આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલોરે ॥ વિમલ વસહિ વસ્તુપાલ ॥ તી૦ ॥ ૨ ॥ સમેત શિખર સોહામણો, રલીયામણોરે ॥ સીધા તીર્થંકર વીસ ॥ તી૦ ॥ નયરી ચંપા નિરખીયેં, હૈયે હરખીયેંરે ॥ સીધા શ્રી વાસુપુજ્ય ॥ તી૦ ॥ ૩ ॥ પૂર્વદિશેં પાવા પુરી, ઋધ્ધેં ભરીરે મુક્તિ ગયા મહાવીર ॥ તી૦ ॥ જેસલમેર જુહારીયેં, દુઃખ વારીયેંરે ॥ અરિહંત બિંબ અનેક ॥ તી૦ ॥ ૪ ॥ વિકાનેરજ વંદીયેં, ચિર નંદીયેંરે ॥ અરિહંત દેહરાં આઠ ॥ તી૦ ॥ સોરિસરો સંખેસરો, પંચાસરોરે ॥ ફલોધી થંભણ પાસ ॥ તી૦ ॥ ૫ ॥ અંતરિક અજાવરો, અમીજરોરે ॥ જીરાવલો જગનાથ ॥ તી૦ ॥ ત્રૈલોકય દીપક દેહરો, જાત્રા

કરોરે ॥ રાણુપુરે રીસ હેસ ॥ તી૦ ॥ ૬ ॥ તારંગે અજિત જુહારીયેં, દુઃખ વારિયેંરે ॥ થરાદરે શ્રી મહાવીર ॥ તી૦ ॥ નવા રે નગરનાં દેહરાં, બાવન ભલાંરે ॥ શારાયસી વર્ધમાન ભરાવ્યાં બિંબ ॥ તી૦ ॥ ૭ ॥ શ્રી નાડુલાઇ જાદવો, ગોડિ સ્તવોરે ॥ શ્રી વરકાણો પાસ ॥ તી૦ ॥ નંદીશ્વરનાં દેહરાં, બાવન ભલાંરે ॥ રૂચક કુંડલે ચાર ચાર ॥ તી૦ ॥ ૮ ॥ શાશ્વતી અશાશ્વતી, પ્રતિમા છતી રે ॥ સ્વર્ગ મૃત્યુ પાતાલ ॥ તી૦ ॥ તીરથ જાત્રા ફલ તિહાં, હોજો મુજ ઈહાંરે, સમય સુંદર કહે એમ ॥ તી૦ ॥ ૯ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ६ ॥

આંખડીયેંરે મેં આજ શેત્રુંજો દીઠોરે, સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મુને મીઠોરે ॥ એ આંકણી ॥ સફલ થયોરે મહારા મનનો ઉમાહો, વાહાલા મારા ભવનો સાંસો ભાગ્યોરે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે ॥ શેત્રુંજો દીઠોરે ॥ ૧ ॥ માનવ ભવનો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી પાવન કીજેંરે ॥ સોના રૂપાના ફુલડે વધાવી, પ્રેમેં પ્રદક્ષિણા દીજેંરે ॥ શેત્રું૦ ॥ ૨ ॥ દુધડે પખાલીને કેશરેં ઘોલી ॥ વા૦ ॥ શ્રી આદીસર પૂજ્યારે ॥ શ્રી સિદ્ધાચલ નયણેં જોતાં, પાપ મેવાસી ધ્રૂજ્યારે ॥ શેત્રું૦ ॥ ૩ ॥ શ્રીમુખ સૌધર્મા સુરપતિ આગેં ॥ વા૦ ॥ વીર જીણુંદ ઇમ બોલેરે ॥ ત્રણ્ય ભુવનમાં તીરથ

મ્હોટું, નહિં કોઈ શેત્રુંજા તોલેરે ॥ શેત્રું૦ ॥ ૪ ॥ ઈંદ્ર સરીખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહેરે ॥ કાયાની તો કાસલ કાઢી, સુરજ કુંડમાં નાહેરે, ॥ શેત્રું૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધ ક્ષેત્રે ॥ વા૦ ॥ સાધુ અનંતા સીધારે ॥ તે માટે એ તીરથ મ્હોટું ઉદ્ધાર અનંતા કીધારે ॥ શેત્રું૦ ॥ ૬ ॥ નાભિરાયા સુત નયણે જોતાં ॥ વા૦ ॥ મેહ અમીરસ વૂઠારે ॥ ઉદય રતન કહે આજ મ્હારે પોતેં, શ્રી આદીશ્વર તૂઠારે ॥ શેત્રું૦ ॥ સવા૦ ॥ ૭ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ७ ॥

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો ॥ ઘેર બેઠાં પણ બહુ ફલ પાવો ભવિકા, બહુ ફલ પાવો ॥ એ આંકણી ॥ નંદીસર જાત્રાયેં જે ફલ હોવે, તેથી બમણેરૂં ફલ પુંડગિરિ હોવે ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૧ ॥ તિગણું રૂચક ગિરિ ચોગણું ગજદંતા, તેશી બમણેરૂં ફલ જંબુ મહંતા ॥ ભ૦ ॥ જં૦ ॥ ખટગણું ધાતકી ચૈત્ય જૂહારે, બત્રીશ ગણેરૂં ફલ પુખલ વિહારેં ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૨ ॥ તેથી તેરસ ગણું ફલ મેરૂ ચૈત્ય જૂહારે, સહસ ગણેરૂં ફલ સમેત શિખરેં ॥ ભ૦ ॥ સ૦ ॥ લાખ ગણેરૂં ફલ અંજન ગિરિ જૂહારેં, દશ લાખ ગણેરૂં ફલ અષ્ટાપદ ગિરનારેં ॥ ભ૦ ॥અ૦ ॥ ૩ ॥ કોડિ ગણેરૂં ફલ શ્રી સિદ્ધાચલ ભેટે, જેમરે અનાદિનાં દુરિત ઉમેંટે ॥ ભ૦ ॥ દુ૦ ॥ ભાવ અનંતે

અનંત ફલ પાવે, જ્ઞાન વિમલ સૂરિ ઈમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ ૪ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ८ ॥

શ્રી સિદ્ધાચલ મંડણ સ્વામીરે, જગજીવન અંતર જામીરે, એતો પ્રણમું હું શિરનામી ॥ જાત્રીડા જાત્રા નવાણું કરિયેંરે, કરિયેં તો ભવજલ તરિયેં ॥ જાત્રી૦ ॥ ૧ ॥ શ્રી રૂષભ જીનેશ્વર રાયારે, જીહાં પૂર્વ નવાણું આયારે, પ્રભુ સમવસરયા સુખદાયા ॥ જાત્રી૦ ॥ ૨ ॥ ચૈત્રી પૂનમ દિન્ન વખાણુંરે, પાંચ કોડિ પુંડરિક જાણુંરે, જે પામ્યા પદ નિરવાણું ॥ જાત્રી૦ ॥ ૩ ॥ નમિ વિનમિ રાજા સુખ સાતેંરે, બે કોડી સાધુ સંઘાતેંરે, એ તો પહોતા પદ લોકાંતે ॥ જાત્રી૦ ॥ ૪ ॥ કાતિ પૂનમેં કર્મને તોડીરે, જીહાં સીધા મુનિ દશ કોડિરે, તેતો વંદો બે કર જોડી ॥ જાત્રી૦ ॥૫॥ એમ ભરતેશ્વરને પાટેંરે, અસંખ્યાતા મુનિ વાટેંરે, પામ્યા મુગતિ રમણી એ વાટેં ॥ જાત્રી૦ ॥ ૬ ॥ દોય સહસ મુનિ પરિવારરે, થાવચ્ચા સુત સુખકારરે, સયપંચ સેલંગ અણગાર ॥ જાત્રી૦ ॥ ૭ ॥ વલી દેવકી સુત સુજગીશરે, સીધા બહુ યાદવ વંશરે, તે પ્રણમો રે મન હંસ ॥ જાત્રી૦ ॥ ૮ ॥ પાંચ પાંડવ ઇણેં ગિરિ આવ્યારે, સિદ્ધા નવ નારદ રૂષિ રાયારે, વળી સાંબ પ્રદ્યુમ્ન કહાયા ॥ જાત્રી૦ ॥ ૯ ॥ એ તીરથ મહિમાવંતરે, જીહાં સીધા સાધુ અનંતરે, ઈમ

ભાંખે શ્રી ભગવંત ॥ જાત્રી૦ ॥ ૧૦ ॥ ઉજ્જવલ ગિરિ સમો નહીં કોયરે, તીરથ સઘલા મેં જોયરે, જે ફરસ્યાં પાપ ન હોય ॥ જાત્રી૦ ॥ ૧૧ ॥ (૧) એકલ આહારી (૨) સચિત પરિહારીરે, (૩) પદચારી ને (૪) ભૂમિ સંથારીરે, (૫) શુદ્ધ સમકિત ને (૬) બ્રહ્મચારી ॥ જાત્રી૦ ॥ ૧૨ ॥ એમ છહરી જે નર પાલેરે, બહુ દાન સુપાત્રે આલેરે, તે જનમ મરણ ભય ટાલે ॥ જાત્રી૦ ॥ ૧૩ ॥ ધન્ય ધન્ય તે નરને નારીરે, ભેટે વિમલાચલ એક તારીરે, જાઉં તેહની હું બલિહારી ॥ જાત્રી ॥ ૧૪ ॥ શ્રી જિનચંદ્રસૂરિ સુપસાંયેરે, જીન હર્ષ હોય ઉચ્છાયેરે, ઈમ વિમલાચલ ગુણ ગાયે ॥ જાત્રી૦ ॥ ૧૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १ ॥

જાત્રા નવાણું કરીએં શેત્રુંજા ગિરિ, જાત્રા નવાણું કરીએં ॥ સહસ કોડી ભવ પાતક છુટે, શેત્રુંજા સામો ડગ ભરીએં ॥ શે૦ જા૦ ॥ ૧ ॥ પૂરવ નવાણું વાર ॥ શે૦ ॥ જા૦ ॥ રૂષભ જીણંદ સમોસરીએં, પુંડગિરિ ॥ જા૦ ॥૧॥ એ આંકણી ॥ પુંડરિક પદ જપી મન હરખે, અધ્યવસાય શુભ ધરીયેં ॥ શે૦ જા૦ ॥ સાત છઠ દોય અઠમ તપસ્યા, કરી ચઢીએ ગિરિવરીએં ॥ શે૦ જા૦ ॥ ૨ ॥ પડિકકમણાં દોય વિધિશું કરીએં, પાપ પડલ પરિહરીએં ॥ શે૦ જા૦ ॥ ભૂમિ સંથારો નારી તણો સંગ, દૂર થકી

પરિહરીએં ॥ શે૦ જા૦ ॥ ૩ ॥ એકલ આહારીને સચિત પરિહારી, ગુરૂ સાથે પદ ચરીએં ॥ શે૦ ॥ જા૦॥ કલિકાલેં એ તીરથ મોહોટું, પ્રવહણુ જેમ ભર દરીએ ॥ શે૦ જા૦ ॥ ૪ ॥ ઉત્તમ એ ગિરિવર સેવંતાં, પદ્મ કહે ભવ તરીએ ॥ શે૦ જા૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १० ॥

સંઘ પૂછે ફૂલ વાડીયેં, માલણુ કવણુ સો માર્ગનાં ફૂલ ॥ કવણુ સુગંધા જાણીએં માલણુ કવણુ સો ફૂલનું મૂલ॥ તું છે માલણુ કોણુ રાજની ॥ ૧ ॥ ચંપક કેતકી કેવડો, માલણુ સેવંત્રી ને જાસૂલ ॥ માલતી મલકંતો મોઘરો, માલણુ જાઈ અશોક અમુલ ॥ તું છે માલ૦ ॥ ૨ ॥ કવણેંરે ચંપો વાવીયો, માલણુ કવણેં ગુથ્યાં એનાં ફૂલ ॥ કવણુ મલારેં લઈ મૂલવ્યાં, માલણુ કેણેં ચઢાવ્યાં અમૂલ ॥ સાચી માલણુ જીનરાજની ॥ એ આંકણી ॥ ૩ ॥ માલિયેં ચંપો વાવીઓ, માલણુ ચતુરેં ગુંથ્યાં એનાં ફૂલ, ભવિક મલારેં લઈ મૂલવ્યાં, માલણુ પ્રભુને ચડાવ્યાં અમૂલ ॥ સા૦ ॥૪॥ કહેરે માલણુ સુણો ભવિજનો, એણી વાડીએ છે બહુ ફૂલ॥ સરસ સુગંધાં જાણીએ, તેહમાં ચંપક કલી છે અમૂલ ॥સા૦ ॥ ૫ ॥ શેત્રુંજા ગિરિવર ભેટવા, માલણુ આવ્યો છે કચ્છનો સંઘ ॥ દેશાવડી શ્રાવક વસે, તેહમાં સંઘ મુખી માનસિંઘ ॥ સા૦ ॥ ૬ ॥ નરભવ દોહિલો પામીને, માલણુ પૂજવા

આદિ જીણુંદ ॥ સફલ જનમ કરી સુલ્લહો, માલણુ લેશે પરમાનંદ ॥ સા૦ ॥ ૭ ॥ સત્તર ભેદ સુવિધેં કરી, માલણુ સાહામિ વત્સલ સોભાય ॥ સૌભાગ્ય ચંદ્ર સુગુરૂ લહી, માલણુ સ્વરૂપ ચંદ્ર ગુણુ ગાય ॥ સા૦ ॥ ૮ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ११ ॥

સિદ્ધાચલ વંદોરે નરનારી, હાંરે નરનારી હો નરનારી, સિદ્ધાચલ વંદોરે નરનારી ॥ નાભિરાયા મરૂદેવા નંદન, રૂષભદેવ સુખકારી ॥ સિ૦ ॥ ૧ ॥ પુંડરિક પમુહા મુનિવર સીધા, આત્મતત્વ વિચારી ॥ સિ૦ ॥ ૨ ॥ શિવસુખ કારણુ ભવદુ:ખ વારણુ ત્રિભુવન જગ હિતકારી ॥ સિ૦ ॥ ૩ ॥ સમકિત શુદ્ધ કરણુ એ તીરથ, મોહ મિથ્યાત નિવારી ॥ સિ૦ ॥ ૪ ॥ જ્ઞાન ઉદ્યોત પ્રભુ કેવલ ધારી, ભકિત કરૂં એક તારી ॥ સિ૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १२ ॥

શત્રુંજે જઈએ ને પાવન થઇયેં, યાત્રા નવાણું કરીયેંરે ॥ ચાલો શેત્રુંજે જઈયેં ॥ એ આંકણી ॥ ડુંગર ચડતાં ને હરખજ ધરતાં, જઈને ગભારામાં રહિયેં રે ॥ ચાલો૦ ॥ ૧ ॥ સૂરજ કુંડમાં દેહ પખાલી, નાઈને નિર્મલ થઈયેંરે ॥ ચાલો૦ ॥ ભીમજ કુંડમાં કલશજ ભરિયેં, સોનાની શિરિયેં વધાવોરે ॥ ચાલો૦ ॥ ૨ ॥ પાના મંગાવોને આંગી

રચાવો, ઘણો અબિર ચડાવોરે ।। ચાલો૦ ।। ફૂલ મંગાવોને હાર ગુંથાવો, પ્રભુજીને કંઠે ચઢાવો રે ।। ચા૦ ।। ૩ ।। સુખડ કેશર ચંદન ઘસાવો, નવે અંગે પૂજા કરાવો રે ।। ચા૦ ।। અગર ઉખેવો ને ભાવના ભાવો, નીચું નીચું શીશ નમાવોરે ।। ચાલો૦ ।। ૪ ।। બેઠા સિંહાસન હુકમ ચલાવે, ઉપર છત્ર ધરાવેરે ।। ચાલો૦ ।। ખિમા વિજય મુનિ ગુરૂ સુપસાયા, રૂષભતણા ગુણ ગાયારે ।। ચા૦ ।। ૫ ।।

## श्री सिध्धाचळजीनुं स्तवन ।। १२ ।।

ચાલો સખી સિદ્ધાચલ જઈએ, ચાલો સખી વિમલાચલ જઈયે
કે ગિરિવર દેખી સુખ લઈએ, કે પાલિતાણે જઈ રહિયેં
।। ચાલો૦ ।। ૧ ।।

કે એ ગિરિયાત્રા યેં જે આવે, કે ભવ ત્રીજે સિધ્ધિજાવે,
કે અજરામર પદવી પાવે ।। ચાલો૦ ।। ૨ ।।

કે યાત્રા નવાણું કરીએ, કે નવકાર લાખ ખરા ગણિયેં
કે ભવસાગર સેહેજે તરિયેં ।। ચાલો૦ ।। ૩ ।।

કે છઠ અઠમ કાયા કસિયે, કે મોહરાજા સામે ધસિયે
કે વેગેં શિવપુરમાં વસિયે ।। ચાલો૦ ।। ૪ ।।

કે સર્વ તીરથનો એ રાજા, કે સૂરજ કુંડમાં જલતાજા,
કે રોગીયા નર હોય તે સાજા ।। ચાલો ।। ૫ ।।

કે કેસર ચંદન ઘશી ઘોલી, કે કસ્તુરી બરાસ ભેલી,
કે પૂજો સર્વ મળી ટોળી ।। ચાલો૦ ।। ૬ ।।

કે પૂજીને ભાવના ભાવો કે કેવલ જ્ઞાન યુગલ પાવો,
કે જો હોયે શિવપુરમાં જાવો ॥ ચાલો ૦ ॥ ૭ ॥
કે અઢાર અઠોત્તેરા વરસે, કે મહા વદિ પંચમીને દિવસે,
કે ભેટયા શ્રી આદીસર ઉલટે ॥ ચાલો૦ ॥ ૮ ॥
કે એક ઉત્તમ પદની સેવા કે દેજો મુને દેવાધિદેવા
કે શિવરૂપી લખમીને સુખ મેવા ॥ ચાલો૦ ॥ ૯ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १४ ॥

ગિરિરાજકું સદા મેરી વંદના, જીનકો દર્શન દુર્લભ દેખી,
કીધી કર્મ નિકંદનારે ॥ ગિરિ૦ ॥ ૧ ॥
વિષય કષાય તાપ ઉપશામીયો જીમ મળે બાવન ચંદનારે
॥ ગિરિ ॥ ૨ ॥
ધન ધન તે દિન કબહીરે હોશે, થાશે તુમ મુખ દર્શનારે
॥ ગિરિ૦ ॥ ૩ ॥
તિહાં વિશાલ ભાવ પણ હોવે, જીહાં તુજ પદકજ
ફરસનારે ॥ ગિરિ ॥ ૪ ॥
વલી વલી દરિસન વહેલું લહીંયે, એહ વિરહનિત
ભાવનારે ॥ ગિરિ ॥ ૫ ॥
ચિત્તમાંહેથી કબહુ ન વિસારૂં, તુમ ગુણ ગણુની
ધ્યાવનારે ॥ ગિરિ ॥ ૬ ॥
ભવ ભવ એહિજ ચિત્તમાં ચાહું, મેરે ઉર નહિ વિચા-
રણારે ॥ ગિરિ ॥ ૭ ॥

ચિત્ત રમે દિન માવતની પરે, બહોરી ન હોય ઉત્તારણારે ॥ ગિરિ ॥ ૮ ॥

જ્ઞાન વિમલ પ્રભુ પૂરણ કૃપાથી, સુશ્રેણિક બોધ સુવાસનારે ॥ ૯ ॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૫ ॥

વિવેકી વિમલાચલ વસીયેં, તપ જપ કરી કાયા કસીયેં, ખોટી માયાથી ખસીયેં ॥ વિ૦ ॥ વસી ઉન મારગથી ખસીયેં ॥ વિ૦ ॥ ૧ ॥ માયા મોહનીયેં મોહ્યો, કોણ રાખે રણમાં રોયો, આ નરભવ એલેં ખોયો ॥ વિ૦ ॥ ૨ ॥ બાલ લીલાયેં હુલરાયો, જોવન યુવતીએ ગાયો, તોહે તૃપ્તિ ન દિપાયો ॥ વિ૦ ॥ ૩ ॥ રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદિરાયેં માચ્યો, નવનવવેશ કરી નાચ્યો ॥ વિ૦ ॥ ૪ ॥ આગમ વાણી સમી આશી, ભવ જલધિ માંહિ વાસી, રોહિત મત્સ્ય સમો થાશી ॥ વિ૦ ॥ ૫ ॥ મોહની મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે, વરણવીયેં તે સંસારેં ॥ વિ૦ ॥ ૬ ॥ સંસારે કૂડી માયા, પંથ શિરેં પંથી આયા, મૃગ તૃષ્ણાજલને ધાયા ॥ વિ૦ ॥ ૭ ॥ ભવદવતાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા, શીતળ સિદ્ધાચલ છાયા ॥ વિ૦ ॥ ૮ ॥ ગુરૂ ઉપદેશ શુણી ભાવે, સંઘ દેશો દેશથી આવે, ગિરિવર દેખી ગુણ ગાવે ॥ વિ૦ ॥ ૯ ॥ સંવત અઢાર ચોરાશીયેં, માઘ ઉજ્જવલ એકાદશીયે, વાંદ્યા પ્રભુજી વિમળ વસીયે ॥ વિ૦ ॥ ૧૦ ॥ જાત્રા નવાણું

અમેં કરીયે, ભવ ભવ પાતિકડાં હરિયે, તીર્થ વિના કહો કિમ તરીયે ॥ વિ૦ ॥ ૧૧ ॥ હંસ મયુરા ઈણે ઠામે, ચકવા શુક પિક પરિણામે, દર્શને દેવ ગતિ પામે ॥ વિ૦ ॥ ૧૨॥ શેત્રુંજી નદીયે નાઈ, કષ્ટે સુર સાંનિધદાયી, પણુસય ચાપ ગુહાઠાઇ ॥ વિ૦ ॥ ૧૩ ॥ રયણામય પડિમા પૂજે, તેનાં પાતિકડાં ધ્રુજે, તે નર સીઝે ભવે ત્રીજે ॥ વિ૦ ॥ ૧૪ ॥ સાસય ગિરિરાયણુ પગલાં, ચઉમુખ આદે ચૈત્ય ભલાં, શ્રી શુભવીર નમે સઘલાં ॥ વિ૦ ॥ ૫ ॥

## सिध्धाचळजीनुं स्तवन ॥ १६ ॥

મેં ભેટયા નાભિકુમાર, અખીઆં સફલ ભઈ ॥ મેં ભેટયા૦ ॥ નેંના સફલ ભઈ ॥ મેં ભેટયા૦ ॥ એ આંકણી ॥ તીરથ જગમાં છે ઘણારે, તેહમાં એ છે સાર ॥ શેત્રુંજા સમ તીરથ નહીરે, તુરત તરત ભવપાર ॥ અખીયાં૦ ॥૧॥ જુગલા ધર્મ નિવારિયારે. તીન ભુવન તું સાર ॥ સોવન વરણી દેહ છે રે, વૃષભ લાંછન મનોહાર ॥ અખીયાં૦ ॥૨॥ સોરઠમંડણ તું પ્રભુરે, સકલ કરમ કરે દૂર ॥ કેવલ લખમી પામવારે, વંછિત લીલાપૂર ॥ અખીયાં૦ ॥ ૩ ॥ ગિરિવર ફરસ્યો ભાવશુંરે, સફલ કીયો અવતાર ॥ શ્રી જીનહરખ પસાયથીરે, સંઘ સદા સુખકાર ॥ અખીયાં૦ ॥ ૪ ॥ ઘણા દિવસની ચાહ હતીરે, દેખન પ્રભુ દીદાર ॥ રત્ન સુંદર પાઠક કહેરે, અવિચલ લીલ અપાર ॥ અખીયાં૦ ॥ ૫ ॥

# सिद्धाचलजीनुं स्तवन ॥ १७ ॥

એતો સકલ તીરથનો રાય, મોહોટો ગિરિવર કહે-
વાય ॥ એહની જાત્રા પુણ્યે થાય ॥ મનોહર મિત્ર એ ગિરિ
સેવો, દુનિયામાં દેવ નહી એવો ॥ મ૦ ॥ એ આંકણી ।૧।
સુરનર વિદ્યાધર આવે, એતો જાત્રા કરે મન ભાવે ॥ હાંરે
એહનું સમકિત નિરમલ થાવે ॥ મ૦ ॥ ૨ ॥ સોના ને રૂપાનાં
ફૂલ, મોતી માણુક રત્ન અમુલ ॥ ગિરિવધાવો બહુ મુલ
॥ મ૦ ॥ ૩ ॥ કેસર સૂખડ ને કપૂર, ગિરિ પૂજે ઊગમતે
સૂર ॥ તેનાં કર્મ થાયે ચકચુર ॥ મ૦ ॥ ૪ ॥ સૂરજ કુંડમાં
જે નાયે, ભવો ભવનાં પાતક જાયે ॥ એની દેહી કનકમય
થાયે ॥ મ૦ ॥ ૫ ॥ મેંતો પૂજ્યા શ્રી રૂષભ જીણંદા, મુઝ
હઈડે અતિહી આણંદા ॥ મુખ સોહે પૂનમકેરો ચંદા ॥મ૦
॥૬॥ મન જાણીને લાભ અનંત, આવ્યા ત્રેવીસે ભગવંત
કીધો સકલ કર્મનો અંત ॥ મ૦ ॥ ૭ ॥ શેત્રુંજો જે નયણે
નિહાલે, નરક તિર્યંચ ગતિ નિવારે ॥ તેનો શિવ રમણી કર
ઝાલે ॥ મ૦ ॥ ૮ ॥ સંઘવી તારા ચંદનો સંઘ, ભૂષણદાસ
મલ્યા મનરંગ ॥ એતો જાત્રા કરે સર્વ સંઘ ॥ મ૦ ॥ ૯ ॥
શ્રી વિધિ પક્ષ ગચ્છ પતિ રાયા, ઉદય સાગર સૂરિસુપ-
સાયા ॥ શિષ્ય તિલકચંદે ગુણગાયા મ૦ ॥ ૧૦ ॥

## श्री सिद्धाचलजीनुं स्तवन ॥ १८ ॥

ચાલો ચાલો સિદ્ધાચલ જઈયેરે, રૂષભ દેવ સુખકારી યાં ॥ ચાલો ચાલો સિદ્ધા૦ ॥ એ આંકણી ॥ નાભિરાયા મરૂદેવીકો નંદન, હાંરે એતો જુગલા ધર્મ નિવારીયાંરે ॥ રૂ૦ ॥ ॥ ૧ ॥ આદિ જીન ભેટયાં સવિ દુઃખ મેટયાં, હાંરે મેંતો પાપ કરમ સબ ટાલિયાંરે ॥ રૂ૦ ॥ ૨ ॥ રાયણ રૂખ સમો સર્યા સ્વામી, હાંરે એ તો દેખી ભવિક મન મોહિયાંરે ॥ રૂ૦ ॥ ૩ ॥ કેશર ઘોલી ભરીરે કચોલી, હાંરે મેં તો વિધિશું અંગિયાં રચાવિયાંરે ॥ રૂ૦ ॥ ૪ ॥ કરજોડી દલીચંદ ગુણ ગાવે, હાંરે મેંતો ભવો ભવ શરણ તુમારિયાંરે ॥રૂ૦ ॥૫॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १९ ॥

ચાલોને પ્રીતમજી પ્યારા, શેત્રુંજે જઇયે ॥ શેત્રુંજે જઇયેરે સ્વામી, શેત્રુંજે જઇયેં ॥ ચાલો૦ ॥ એ આંકણી ॥ શું સંસારે રહ્યા છો મુંઝી દિન દિન તન છીજે ॥ આથ આભની છાયા સરિખી, પોતાની કીજે ॥ ચા૦ ॥ ૧ ॥ જે કરવું તે પહેલાં કીજેં, કાલેં શી વાતો ॥ અણુ ચિંતવી આવી પડશે, સબલાની લાતો ॥ ચા૦ ॥ ૨ ॥ ચતુરાઈશું ચિત્તમાં ચેતી, હાથે તે સાથેં ॥ મરણ તણાં નીશાણાં મહોટાં, ગાજે છે માથે ॥ ચા૦ ॥ ૩ ॥ માતા મરૂદેવાનંદન નિરખી, ભવ સફલો કીજેં ॥ દાન વિજય સાહેબની સેવા, એ સંબલ લીજેં ॥ ચા૦ ॥ ૪ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ २० ॥

વિમલાચલ વિમલા પ્રાણી, શીતલ તરૂ છાયા ઠેરાણી, રસ વેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઇંદ્રાણી ॥ સનેહી સંત એ ગિરિ સેવો, ચૌદ ક્ષેત્રમાં તીરથ ન એહવો ॥ સનેહી સંત એ ગિરિ સેવો ॥ ૧ ॥ એ આંકણી ॥ છરી-પાલીને ઉલ્લસીયેં, છઠ અઠમ કાયા કસીયેં, મોહમલ્લને સામા ધસીયેં, વિમલાચલ વેહેલાં વસિયેં ॥ સનેહી ॥ ૨ ॥ અન્ય થાનક કર્મ જે કરીયેં, તે હેમગિરિ હેઠા હરીયેં, બે પોલે પ્રદક્ષિણા ફરીયેં, ભવ જલધિ હેલા તરીયેં ॥ સનેહી૦ ॥ ૩ ॥ શિવમંદિર સાધવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે, ચઢતાં દ્દઢ સમકિત છાજે, દુર્ભવ્ય અભવ્ય તે લાજે ॥ સનેહી૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઈ સંતા, આદીસર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવેં ભજંતા, સિદ્ધાચળ સીધા અનંતા ॥ સનેહી૦ ॥ ૫ ॥ ષટમાસી ધ્યાન ધરાવે, શુક-રાજા રાજ્ય તે પાવે, દેહાંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥ સનેહી૦ ॥ ૬ ॥ પ્રણિધાન ધરો એ ગિરિ સાચો, તીર્થંકર નામ નિકાચો, મોહરાયને લાગે તમાચો, શુભ વીર વિમલગિરિ સાચો ॥ સનેહી ॥ ૭ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ २१ ॥

સિદ્ધાચલ સિદ્ધ સુહાવે, અનંત અનંત કહાવે, ભેદ

પંદરથી સિવ જાવે, ગુણ અગુરૂ લઘુ નિપજાવેરે ॥ વિમલા-
ચલ વેગે વધાવો ॥ ગિરિરાજ તણા ગુણ ગાવોરે, જો હોવે
શિવપુર જાવોરે ॥ વિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ જીતારી
અભિગ્રહ લીધો, દિન સાતમે ભોજન કીધો ॥ શુકરાજાયેં
રાજ તે લીધો, શત્રુંજય નામ તે દીધોરે ॥ વિ૦ ॥ ૨ ॥
દેવ દાનવ ઈણ ગિરિ આવે, જીનરાજને શીશ નમાવે, સૂત્ર
માંહે નાચ નચાવે, જોગાવંચક ફલ પાવેરે ॥ વિ૦ ॥ ॥૩॥
વિદ્યાચારણ મુનિવરિયા, મર્કટ ફલ જલ સંચરિયા, આકાશેં
પવનસેં ચલિયા, દેખી હેમ ગિરિ હેઠા ઉતરિયારે ॥ વિ૦ ॥
॥ ૪ ॥ પ્રભુ દેખીને આનંદ પાવે, જીનરાજને શીશ નમાવે,
દેવ સાથેં ભાવના ભાવે, પછી ઇચ્છિત સ્થાનકેં જાવેરે
॥ વિ૦ ॥ ૫ ॥ ગ્યાન દર્શન જેહથી લહિંયે, નવમો શ્રાવક
ગુણ વહિંયે, સંસારની રીતેં રહિંયે, જીન શાસન તીરથ
કહિયેંરે ॥ વિ૦ ॥ ૬ ॥ સહુ તીરથનો એ રાજા, સૂર્ય
કુંડમાં જલ તાજાં, નાહાતાં, જીન આનંદ ભાજા, હુઓ
કુકડો તે ચંદરાજારે ॥ વિ૦ ॥ ૭ ॥ એ તીરથ ભેટણ
કાજે, ગુજરાતનો સંઘ સમાજેં, પંથે પંથે વિસામો છાજે,
ગિરિ દેખી વધાવે ઉલ્લાસેંરે ॥ વિ૦ ॥ ૮ ॥ અઢાર તિહું
તેરાવરસેં, માર્ગશિર વદિ તેરશ દિવસેં, ભેટયા આદીસર
ઉલ્લશેં, જાણું ભવજલ પાર ઉતરશેંરે ॥ વિ૦ ॥ ૯ ॥ ગિરિ
દેખી લોચન ઠરિયાં, ચક્કેસરી વીર કેશરીયા, જાયકેતકાં વૃક્ષ

લહેરીયાં, શેત્રુંજે નદી જલ ભરીયાંરે ॥ વિ૦ ॥ ૧૦ ॥ રાય ભરત રતનબિંબ ઠાવે, ચક્કેસરી યાત્રા કરાવે, તે ત્રીજે ભવે શિવ જાવે, શુભવીર વચન રસ ગાવેરે ॥ વિ૦ ॥ ૧૧ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ २२ ॥

વીરજી આયારે વિમલાચલકે મેદાન, સુરપતિ ભાયારે, સમવસરણ મંડાણ ॥ એ આંકણી ॥ દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વરણવે તામ ॥ ભાખે આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યુંરે, પુંડરગિરિ અભિધાન ॥ સોહમ ઈંદ્રારે, તવ પૂછે બહુ માન ॥ કિમ થયું સ્વામીરે, ભાંખો તાસ નિદાન ॥ વીર૦ ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભલ ઇંદ્ર, પ્રથમ જે હુઆ, રિષભજીણંદ, તેહના પુત્ર તે ભરત નરિંદ, ભરતના હુઆરે રૂષભસેન પુંડરિક ॥ રૂષભજી પાસેંરે, દેશના સુણી તે ઉત્તંગ ॥ દીક્ષા લીધીરે, ત્રિપદી જ્ઞાન અધિક ॥ વીર૦ ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશ અંગી ગુંથી અભિરામ ॥ વિચર્યા મહિયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યારે શ્રી સિદ્ધાચલ સાર ॥ મુનિવર કોડીરે, પાંચ તણે પરિવાર ॥ અનશન કીધુંરે, નિજ આતમને ઉપગાર ॥ વીર૦ ॥ ૩ ॥ તેણે એ પ્રગટ પુંડર ગિરિ નામ સાંભલ સોહમ દેવલોક સ્વામ, એહનો મહિમા અતિહિ ઉદ્દામ, ઇણે દિન કીજેરે, તપ જપ પૂજાને દાન ॥ વ્રત વલી પોસોરે, જેહ કરે નિદાન ॥ ફલ તસ પામેરે, પંચ કોડી ગુણમાન

॥ વીર૦ ॥ ૪ ॥ ચૈત્રી પૂનમ દિવસેં જેહ, પામ્યા કેવલ જ્ઞાન અછેહ ॥ શિવસુખ વરિયા અમલ અદેહ ॥ પૂર્ણાનંદીરે, અગુરૂ લઘુ અવગાહ ॥ અજ અવિનાશીરે, નિજ ગુણ ભોગી અબાહ ॥ નિજ ગુણ કરતારે, પરપુદગલ નહીં ચાહ ॥ વીર૦ ॥ ૫ ॥ ભકતેં ભવ્ય જીવ જે હોય, પંચ ભવેં, મુક્તિ લહે સોય ॥ એહમાં બાધક છે નહીં કોય, વ્યવહાર કેરીરે, મધ્યમ ફલની એ વાત ॥ ઉત્કૃષ્ટે યોગેંરે, અંતર મુહૂર્ત વિખ્યાત ॥ શિવ સુખ સાધેરે, આતમને અવદાત ॥ વીર૦ ॥ ૬ ॥ ચૈત્રી પૂનમ મહિમા દેખ પૂજા પંચ પ્રકાર વિશેષ ॥ તેહમાં ઉણિમ નહી કાંઈ રેષ, ઇણી પરેં ભાંખેરે, જીનવર ઉત્તમ વાણુ ॥ સાંભલી બુઝયારે, કેઈક ભવિક સુજાણ ॥ ઇણિપરેં ગાયારે, પદ્મવિજય સુપ્રમાણ ॥ વીર૦ ॥ ૭ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ २३ ॥

જે કોઈ સિદ્ધગિરિ રાજને આરાધશેરે લોલ, તેની સંપદા મનોરથ વાધશેરે લોલ ॥ ગિરિરાજ છે ભવોદધિતારણોરેલોલ, મહા પીઠ છે સર્વ દુઃખ વારણોરે લોલ ॥ ૧ ॥ પુંડરગિરિ છે મનોરથ પૂરણોરે લોલ, સિદ્ધક્ષેત્ર છે ભવોદધિ ચુરણોરે લોલ ॥ એનાં એકવીશ નામ છે સોહામણારે લોલ, હુંતો વંદના કરીને લઉ ભામણારે લોલ ॥ ૨ ॥ એના સાધનથી તપ જપ આકરેરે લોલ, મુનિ સિદ્ધા છે કાંકરે કાંકરેરે

લોલ ॥ મુનિરાજજી અનંત મુગતેં ગયારે લોલ, સિદ્ધરાજ થઈ અવિનાશી થયારે લોલ ॥ ૩ ॥ તેહનાં નામ કહું ને વિનંતિ કરૂંરે લોલ, એના નામથી પાપ સરવે હરૂંરે લોલ ॥ પાંચ પાંડવ ને નારદ મુનિવરારે લોલ, સીલંગસુરી સુદર્શન મુનિ તર્યારે લોલ ॥ ૪ ॥ દ્રવિડ વારીખેણ દેવકીના નંદજી-રે લોલ, મહીપાલજીને મહીપતિ ચંદજીરે લોલ ॥ થાવચ્ચા કુમરને મુનિ વિદ્યાધરારે લોલ, સિદ્ધિ સાંબને પ્રદ્યુમ્નજી જીહાં વર્યારે લોલ ॥ ૫ ॥ ( વલીજાલીમયાલી ઉવયાલીરે લોલ ) ધ્યાન ધરિયાં છે ચિત એક આસનેંરે લોલ, જોગી તર્યા છે ચંદ્રપ્રભ શાસનેંરે લોલ ॥ ભરત રામચંદ્રજીને નંદિખેણજીરે લોલ, સિદ્ધ સીલાયેં ચઢયા છે ક્ષપક શ્રેણિ-જીરે લોલ ॥ ૬ ॥ નમિ વિનમી ને મુનિ શુકરાજજીરે લોલ, જ્ઞાતા સૂત્રમાં સાર્યાં છે સર્વ કાજજીરે લોલ ॥ કેતાં નામ કહું તે મુનિરાજનાંરે લોલ, જીભ એકનેં અનંત નામ સાજનારે લોલ ॥ ૭ ॥ એવા અનંત અનંત મુનિજી તર્યારે લોલ, તેતો દર્શન જ્ઞાન થકી ભર્યારે લોલ ॥ નમોથ્થુણં તે સાત પદમેં મલ્યારે લોલ, તેતો ચાર અનંત સુખમાં ભલ્યારે લોલ ॥ ૮ ॥ જઈ વસીયા છે સિદ્ધશિલા ઉપરીરે લોલ, તેની સાદિ અનંત સ્થિતિ છે ખરીરે લોલ ॥ હુંતો જાણું છું ગણુ-ધર વાણીયેંરે લોલ, સહુ સિદ્ધગિરિ મહાતમ જાણીયેરે લોલ ॥ ૯ ॥ વાર પૂરવ નવાણું આદિનાથજીરે લોલ, સમો સર્યાં છે પુંડરિક સાથજીરે લોલ ॥ ગિરિ ફરસ્યો ત્રેવીશ

જીનરાજજીરે લોલ, અનશન કીધાં અનંત મુનિરાજજીરે લોલ ॥ ૧૦ ॥ સેવો સેવો એ ગિરિ સુખકંદનેરે લોલ, સેવો સેવો મરૂ દેવી નંદનેરે લોલ ॥ વંદો વંદો ઈક્ષ્વાકુ કુલસૂરનેરે લોલ, પૂજો પૂજો શ્રી રૂષભ હજૂરનેરે લોલ ॥ ૧૧ ॥ ( નાભી રાજાના કુલમાંહિ દિનકરૂરે લોલ ) રૂષભનાથજીનો વંશ છે ગુણાકરૂરે લોલ, આદિનાથજીના પાટવી પ્રભાકરૂરે લોલ ॥ જેહના આઠપાટ આરીસા ભુવનમાંરે લોલ, પામ્યા કેવલ ગ્યાન શુભ ધ્યાનમાંરે લોલ ॥ ૧૨ ॥ જેહના પાટવી અસંખ્ય મુગતેં ગયારે લોલ, તેતો સિદ્ધ ડંડિકામાં સરવે કહ્યારે લોલ ॥ ભરત રાયથી ઉદ્ધાર સોલ છે સહુરે લોલ, વિચ અંતરેં ઉદ્ધાર થયા છે બહુરે લોલ ॥ ૧૩ ॥ જે કોઈ ગિરિરાજ દરિસન ભાવિયારે લોલ, ઈહાં સંઘવી અસંખ્ય સંઘ લાવિયારે લોલ ॥ માતા ચક્કેસરીજી સુખદાયિનીરે લોલ, ભુજા આઠને ગરૂડસિંહ વાહિનીરે લોલ ॥ ૧૪ ॥ વિક્રમ રાજથી અઢારશેં સત્યોતરેંરે લોલ, માર્ગશિર માસ ને ત્રયોદશિવાસરેંરે લોલ ॥ ગરબી ગાઈ છે કવિ દીપરાજજીરે લોલ, જેહ સાંભળે તેહનાં સરશે કાજજીરે લોલ ॥ ૧૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ २४ ॥

સિદ્ધગિરિ રાજને ભેટીએ ભવિજન ॥ સિદ્ધ૦ ॥ જેથી ભવ ભ્રમણ સમેટીએ ॥ ભવિ૦ ॥ એ આંકણી ॥ ત્રિશલાસુત અધિકારી આગેં, મહિમા કહે તીરથ આગેં ॥ ભવિ૦ ॥

પૂરવ નવાણું શ્રી આદિનાથ આવ્યા, સેવે સુર જોડી હાથ ॥ ભવિ૦ ॥ ૧ ॥ યોજન એંશી જે પ્રથમ આરે, પછી સીતેર સાઠ વિસ્તારે ॥ ભવિ૦ ॥ ચોથે યોજન પંચાસનુ માન, શાસ્વતા પ્રાય સમાન ॥ ભવિ૦ ॥ ૨ ॥ પાંચમે છઠે બાર યોજન સાત, કરમાન કહે જગ ભ્રાત ॥ ભવિ૦ ॥ એ પર્વતે વળી પુંડરિક સિધ્ધા, પાંડવે અણુસણુ કીધાં ॥ ભવિ૦ ॥૩॥ રામ ભરત સેલક અણુગાર, શુકલહ્યે તિહાં ભવપાર ॥ ભવિ૦ ॥ જાલીમયાલીને ઊવયાલી, જીહાં સિધ્ધા કરમને બાળી ॥ ભવિ૦ ॥ ૪ ॥ એ તીરથે હેતુ શિવ સુખ લહીએ, મહિમા અવાચ્ય કહીએ ॥ ભવિ૦ ॥ છરી પાલતા વેગે જઇએ, જીન પૂજી નિર્મળ થઇએ ॥ ભવિ૦ ॥ ૫ ॥ વીર વચન એમ દીલમાં ધારી, સિધ્ધગિરિ સેવો નર નારી ॥ ભવિ૦ ॥ સમરે ધર્મચંદ્ર ઊગતે સૂર, કરવા કરમ ચકચુર ॥ ભવિ૦ ૬ ॥

# श्री सिद्धाचळजीनुं स्तवन॥ २५ ॥

ડુંગર પ્યારોરે મેં મોતીડે વધાવુંરે ॥ ડુંગર૦ ॥ ટેકા ડુંગર ફરસિત થાય મિટતહે ॥ ગિરિ નિરખત આનંદ થાઊંરે ॥ ડુંગર૦ ॥ ૧ ॥ કાંકરે કાંકરે સિધ્ધાઅનંત ॥ આદિનાથ તણુા ગુણુ ગાઊંરે ॥ ડુંગર૦ ॥ ૨ ॥ સૂરજ કુંડ નાહી નિરમળ થઇએ ॥ કરી પૂજા આંગી રચાવુંરે ॥ ડુંગર ॥ ૩ ॥ હાથી પોળમેં અરિહંતજીને દેરે ॥ ધરી નૈવેદ ભાવના ભાવુંરે ॥ ડુંગર૦ ॥ ૪ ॥ નથુ કલ્યાણુ કવિ દીપનો

શ્રાવક કહે ॥ શ્રધ્ધાથી સમકિત પાવુંરે ॥ ડુંગર૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ २६ ॥

મોરા આતમ રામ કુણ દિન શેત્રુંજે જાશું ॥ શેત્રુંજા કેરી પાજે ચઢતાં, ઋષભ તણા ગુણ ગાશું ॥ મોરા૦ ॥ ॥ એ આંકણી ॥ સમકિત ધારીને સ્વામી સંઘાતે, સદ્‌ગુરૂ સંગત લાશું ॥ મોરા૦ ॥ ૧ ॥ છહરી પાલીને પાપ પખાલી દુર્ગતિ દૂરે દલાશું ॥ એ ગિરિવરનો મહિમા સૂણીને, હૈયડે સમકિત લાશું ॥ મોરા૦ ॥ ૨ ॥ જીનવર ભાવ સહિત પૂજીને, ભવ ભવ નિરમલ થાશું ॥ સકલ જનમમાં એ માનવ ભવ, લેખે કરી સરાશું ॥ મોરા૦ ॥ ૩ ॥ શ્રી જીન નામી સમકિત પામી, લેખે તારે ગણાશું ॥ જ્ઞાન વિમલ પ્રભુ સુણો મોરી વિનતિ, પરમાનંદ પદ પાશું ॥ મોરા૦ ॥ ૪ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ २७ ॥

જઈયે જઈયે શત્રુંજેરે ચાલી, એતો મુને વાટડી લાગે છે વાલી ॥ ઈણી વાટે આવ્યારે જાણ, પ્રભુ મહારા પૂરવ નવાણુ ॥ જ૦ ॥ ૧ ॥ ઇણી વાટે છહરીરે પાલે, તેતો સહી નરભવ અજુવાલે ॥ ઠરે ઠરે જીણીરે ખેહડી, ઈણી વાટે નિર્મલ થાશે દેહડી ॥ જ૦ ॥ ૨ ॥ મરૂદેવી માનોરે જાયો, વાલો માહારો એ વાટનો અલજાયો ॥ શત્રુંજા શિખરેરે સોહે, પ્રભુ મહારો, ત્રિભુવનનાં મન મોહે ॥ જ૦ ॥૩॥

જૂઓ જૂઓ મુખનોરે મટકો, લાખીણો છે એહુના અંગનો લટકો ॥ જોશે એહુનેરે યુગતેં, માનવ તેહુજ જાશે મુગતેં ॥ જ૦ ॥ ૪ ॥ એહુનાં લીજેરે મીઠડાં, દીલડું ઠરે છે એહુજ દીઠડાં ॥ ઉદય કહે એહુનેરે પૂજો, દીઠો દેવ ન કોઈ દૂજો ॥ જ૦ ॥ ૫ ॥

## श्रीसिध्धाचळजीनुं स्तवन ॥ २८ ॥

આજ આપે ચાલો સહિંયાં, સિદ્ધાચલ ગિરિ જઈએ ॥ સુણુ બેની એ ગિરિનો મહિમા આદિજીનંદ એમ ભાખી ॥ ભરતાદિક નરપતિને આગળ, ઇંદ્રાદિક સૌ સાખીરે ॥ આજ૦॥ ॥ ૧ ॥ ઇણુ ગિરિ વરીયેં કાલ અનંતો, સાધુ અનંતા સિદ્ધા ॥ જન્મ મરણુનાં દુઃખ છોડીને, અમૂલ્ય અક્ષય ગુણુ લીધાંરે ॥ આજ૦ ॥ ૨ ॥ ઈણુ ગિરિ સન્મુખ પગલાં ભરતાં આતમ, શુદ્ધ સ્વભાવેં ॥ કોટિ ભવનાં પાતક કીધાં, એક પલકમેં જાવેરે ॥ આજ૦ ॥ ૩ ॥ શાશ્વતું તીરથ શ્રી શેત્રુંજો, જોતાં લાગે મીઠું ॥ તીન ભુવનમેં ઈણુ ગિરિ તોલેં, બીજું કોઈ નં દીઠુંરે ॥ આજ૦ ॥ ૪ ॥ નિરંજન શું નેહ ધરીને, કોડે ઓલંગ કરસ્યાં ॥ અદ્ભુત આદિ જીનેશ્વર નિરખી, પ્રેમ સુધા રસ પીસ્યાંરે ॥ આજ૦ ॥૫॥ પુષ્પ સુગંધી લેઈ પચરંગી હાર સુગંધી ગુંથી ॥ પહેરાવી પ્રભુ કંઠે લહિયેં, શિવ મારગની સૂથીરે ॥ આજ૦ ॥ ૬ ॥ ગહિર સ્વરેં જીનવર ગુણુ ગાતાં, યાત્રા નવાણું કરીયેં ॥

મન ગમતી ભમતી બિચ ભમતાં, ભવસાયરથી તરીયેંરે ॥ આજ૦ ॥ ૭ ॥ પૂર્વ નવાણું વાર પ્રથમ જીન, રાયણ રૂખે આયા ॥ તે તીરથ શુભ ભાવેં. ફરસી, કરિયેં નિર્મલ કાયારે ॥ આજ૦ ॥ ૮ ॥ લાભ ઉદય એ ગિરિથી લહિયેં, કહે એમ કેવળ નાણી ॥ શ્રી જીનચંદ સદા હિત વત્સલ, પ્રેમ ઘણે ચિત્ત આણી ॥ આજ૦ ॥ ૯ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ २२ ॥

આઘા આમ પધારો પૂજ્ય–એ દેશી.

આપો આપોને લાલ મુંઘા મૂલાં મોતી
લાવો લાવો ને રાજ મુંઘાં મૂલાં મોતી (ટેક)
**શ્રી** સિધ્ધાચલ નિરખી વધાવું, પૂરણ પુન્ય પનોતી. આપો ૧
પ્રથમ જિનેશ્વરને જઇ પૂજું, પહેરી નિર્મલ ધોતી;
હરખી હરખી જિન મુખ નિરખી, મુખને મટકે જોતી. આપો ૨
પૂર્વ સંચિત જે બહુ પાતીકડાં, દુઃખ દોહગડાં ખોતી;
પ્રભુ ગુણ ગણુ મોતનકી માલા, ભાવના ગુણમાં પરોતી. આપો ૩
અનુભવ લીલા એસી પ્રગટી, પહેલાં કદીય નહોતી;
ધ્યાયી ધ્યાન ક્રિયાનો અનુભવ, પ્રગટી નિરંજન જયોતી. આપો ૪
પૂજા વિવિધ પ્રકારે વિરચિત, મણિમય ભૂષણ ધોતી;
નાટક ગીત કરતાં મોહંતી, વંછીત આશા ફલન્તિ, આપો ૫
સિધ્ધાચલ નિરખી ભવ ભવની, અલચ્છી ગઇ રોવંતી;
ઋધ્ધિસિધ્ધ લીલા સર્વ સવાઇ, હઇએ હેજ હસંતિ. આપો ૬

શિવ સુંદરી વરવા વરમાલા, કંઠ ઠવે વશ હોતી;
જ્ઞાન વિમલ સૂરિની સેવા, કામ ગવી દોહન્તિ. આપો ૭

## श्री परमात्मा स्तवन ॥३०॥

"દેવ તુજ સિધ્ધાન્ત"—એ દેશી

સકલ સમતા સુર લતાનો, તુંહી અનોપમ કંદરે;
તુંહી કૃપારસ કનક કુંભો, તુંહી જીણંદ મુણીંદરે. ૧
પ્રભુ તુંહી, તુંહી, તુંહી તુંહી, તુંહી ધરતા ધ્યાનરે;
તુજ સ્વરૂપી જે થયા, તેણે લહ્યું તાહરૂં તાનરે. પ્રભુ. ૨
તુંહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામરે:
પાર ભવનો તેહ પામે, એહ અચરીજ ઠામરે. પ્રભુ. ૩
જન્મ પાવન આજ માહરો, નિરખીઓ તુજનુરરે;
ભવોભવ અનુમોદનાજી, હુઓ તુજ હજુરરે. પ્રભુ. ૪
એક માહરો અખય આતમ, અસંખ્યાત પ્રદેશરે;
તાહરા ગુણ છે અનંતા, કામ કરૂં તાસ નિવેશરે. પ્રભુ. ૫
એક એક પ્રદેશ તાહરે, ગુણ અનંતનો વાસરે;
એમ કરી તુજ સહજ મીલત, હુએ જ્ઞાન પ્રકાશરે. પ્રભુ. ૬
ધ્યાન ધ્યાતા ધ્યેય એકે, એકી ભાવ હોય એમરે;
એમ કરતાં સેવ્ય સેવક, ભાવ હોએ ખેમરે. પ્રભુ. ૭
શુધ્ધ સેવા તાહરી જે, હોય અચલ સ્વભાવરે,
જ્ઞાનવિમલ સુરીંદ્ર પ્રભુતા, હોય સુજસ જમાવરે પ્રભુ. ૮

## श्री आदीनाथ स्तवन ॥ २१ ॥

" કપુર હોયે અતિ ઉજલોરે " એ દેશી.

જ્ઞાન રયણ રયણાયરૂરે, સ્વામિ ઋષભ જિણંદ;
ઉપગારી અરિહા પ્રભુરે, લોક લોકોત્તરાનંદરે:
ભવિયા ભાવે ભજો ભગવન્ત, મહિમા અતુલ અનંતરે.
ભવિયા એ આંકણી. ૧
તિગ તિગ આરક સાગરૂરે, કોડા કોડિ અઢાર;
યુગલા ધર્મ નિવારીયોરે, ધર્મ પ્રવર્તન હારરે- ભવિયા. ૨
જ્ઞાનાતિશયે ભવ્યનારે, સંશય છેદનહાર;
દેવ નરા તિરિ સમજીયારે, વચનાતિશય વિચારરે. ભવિયા. ૩
ચાર ઘને મઘવા સ્તવેરે, પૂજાતિશય મહંત,
પંચ ઘને યોજન ટલેરે, કષ્ટ એ તુર્ય પ્રસંતરે. ભવિયા. ૪
યોગ ક્ષેમંકર જિનવરૂરે, ઉપશમ ગંગા નીર;
પ્રીતિ ભક્તિ પણ કરીરે, નિત્ય નમો શુભ વીરરે. ભવિયા. ૫

## श्री सिध्धगिरिनुं स्तवन ॥ ३२ ॥

અબતો પાર ભયે હમ સાધુ,
સિધ્ધ ખેત્ર હમ જાય લહ્યોરે,
પશુ પંખી જીહાં છીનકમેં તરીયાં,
તો હમ દ્રઢ વિશ્વાસ ગ્રહ્યોરે. અબ૦ ૧

શ્રી જિન ગણધર નહિ મુનિ અવધિ,
કોણ આગે હું પોકાર કરૂં રે;
જેમ તેમ કરી વિમલાચલ ભેટયો,
ભવસાયરથી નહિ ડરૂં રે. અબ૦ ૨

દુર દેશાન્તરમેં હમ ઉપના,
કુગુરૂ કુપંથ કુજાલ હર્યો રે;
શ્રીજિન આગમ હમ મન માન્યો,
તબહી કુપંથ જાલ જર્યોરે. અબ૦ ૩

તો તુમ શરણુ બિચારી આયો,
દીન અનાથ કું શરણુ દીયોરે;
તું વિમલાચળ પુરણુ સ્વામી,
જન્મ મરણુ દુઃખ દુર ગયોરે. અબ૦ ૪

દૂર્ભવી અભવ્ય ન દેખે,
સૂરિ ધનેશ્વર એમ કહ્યોરે-
જો વિમલાચળ ફરસે પ્રાણી,
મોક્ષ મહેલ તેણે વેગે લહ્યોરે. અબ૦ ૫

તું જગદીશ તું વિમલેસર,
પૂરવ નવાણું વાર થયો રે;
સમવસરણુ રાયણુ તલે તેરા,
નિરખી મમ અઘ દૂર ગયોરે. અબ૦ ૬
જો વિમલાચલ મુજ મન વસીયો,

માનુ સંસારનો અંત થયોરે;
જાત્રા કરી સંતોષ ભયો અબ,
જનમ જનમકો દુઃખ ગયો રે. અબ૦ ૭
નિર્મલ મુનિજન જે તેં તાર્યા,
તે તો પ્રસિદ્ધ સિદ્ધાન્તે કહ્યોરે;
મુજ સરીખા નિંદક જો તારો,
તારક બિરદ એ સાચ લહ્યોરે. અબ૦ ૮
જ્ઞાન હીન ગુણ રહિત વિરોધી,
લંપટ ધીઠ કસાઈ ખરોરે;
તો બિન શરણ કોઈ ન દીસે;
તું જગદીસર સિદ્ધ વસ્યોરે. અબ૦ ૯
નરક તિર્યંચ ગતિ દૂર નિવારી,
ભવ સાયરની પીડ હરીરે;
આતમરામ અનઘ પદ પામીને,
મોક્ષ વધુ અબ વેગે વરીરે. અબ૦ ૧૦

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ २२ ॥

ગજલની દેશી.

વહેલા ભવિ જઈઓરે,
તમે વહેલા વહેલા જઈઓ;
વિમલ ગિરિ ભેટવા. એ આંકણી.

હાંરે કાંઈ ભેટતાં ભવ દુઃખ જાય,
હાંરે કાંઈ સેવતાં શિવ સુખ થાય; વહેલા૦ ૧
હાંરે કાંઇ જન્મ સફલ તુજ થાય,
હાંરે કાંઇ નરક તિર્યંચ મીટ જાય;
હાંરે કાંઈ તન મન પાવન થાય,
હાંરે કાંઈ સકલ કરમ ક્ષય થાય, વહેલા૦ ૨
હાંરે કાંઈ પાંચમે ભવ શિવ રાય,
હાંરે કાંઇ ઇનમે શંકા ન કાંય;
હાંરે કાંઈ વિમલાચલ ફરસાય,
હાંરે કાંઈ ભવિને નિશ્ચય થાય, વહેલા૦ ૩
હાંરે કાંઈ નાભિનો નંદન ચંદ,
હાંરે કાંઇ છહરી પાલી જિન વંદ;
હાંરે કાંઇ દૂર હોવે અઘ વૃંદ,
હાંરે કાંઇ પ્રગટે નયનાનંદ. વહેલા૦ ૪
હાંરે કાંઇ ચઉ મુખ ચડ સુખરાશ,
હાંરે કાંઈ મોક્ષ મહેલ કીનો વાસ;
હાંરે કાંઇ ભવ વન થયો સહુ નાશ,
હાંરે કાંઇ કોઈની ન રહે ફિર આશ. વહેલા૦ ૫
હાંરે કાંઈ મ્હોટા પુન્ય અંકૂર,
હાંરે કાંઇ ચિન્તા ગઈ સબદૂર;
હાંરે કાંઈ કુમતિ કદાગ્રહ ચૂર,

હાંરે કાંઈ આવ્યા નાથ હજુર. વહેલા૦ ૬

હાંરે કાંઈ આપણો ખરો ઉદ્ધાર,
હાંરે કાંઈ અમ આતમ આધાર;
હાંરે કાંઈ મુજને તું અબ તાર,
હાંરે કાંઇ અવર ન શરણુ આધાર. વહેલા૦ ૭

હાંરે કાંઇ મુજને મતિ સુવિચાર,
હાંરે કાંઇ કર્મ કરે સબ છાર;
હાંરે કાંઈ આતમ આનંદકાર,
હાંરે કાંઇ ભવસાગર પામ્યો પાર. વહેલા૦ ૮

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ३४ ॥

જિનંદા તોરે ચરણકમલકીરે,
હું ચાહું સેવા પ્યારી, તો નાશે કર્મ કઠારી;
ભવ ભ્રાંતિ મીટગઈ સારી. જિનંદા. ૧

વિમલગિરિ રાજેરે, મહિમા અતિ ગાજેરે;
વાજે જગ ડંકા તેરા, તું સચ્ચા સાહિબ મેરા;
હુ બાળક ચેરા તેરા. જિનંદા. ૨

કરૂણાકર સ્વામીરે, તું અંતર જામીરે;
નાભિ જગ પુનમ ચંદા, તુ અજર અમર સુખકંદા;
તું નાભિ રાયા કુલ નંદા. જિનંદા. ૩

ઈણુ ગિરિસિદ્ધારે, મુનિ અનંત પ્રસિદ્ધારે,

શ્રી પુંડરીક ગણધારી, પુડરીક ગિરિનામ કહારી;
એ સહુ મહિમા તારી૦ જિનંદા. ૪
તારક જગ દીઠારે, પાપ પંક સહુ નિઠારે;
ઇચ્છા મો મનમેં ભારી, મેં કીધી સેવા તારી;
હુમાસ રહી શુભ ચારી. જિનંદા. ૫
બિરદ નિહારોરે, અબ મોહે તારો રે;
તીર્થ જિનવર તો ભેટી, જન્મ જરા દુઃખ મોટી;
હુ પાયો ગુણની પેટી. જિનંદા. ૬
દ્રાવિડ વારિખિલ્લારે, દશ ક્રોડી મુનિ મીલ્લારે;
હુઆ મુક્તિ રમણી ભરતારા, કાર્તિક પુનમ દિન સારા;
જિન શાસન જગ જયકારા. જિનંદા. ૭
સંવત શશિ ચારારે, નિધિ ઈન્દુ ઉદારારે;
આતમકો આનંદકારી, જિન શાસનકી બલિહારી;
પામ્યા ભવજલ પારી. જિનંદા. ૮

## श्री आदिनाथनुं स्तवन ॥ ३५ ॥

સમક્તિ દ્વાર ગભારે પેસતાજી, પાપ પડલ ગયાં દૂરરે;
માતા મરૂદેવીનો લાડ લોજી, દીઠો મીઠો આનંદ પૂરરે.
સમક્તિ. ॥ ૧ ॥
આયુવર્જીત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીન કીધરે;
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોઘર લીધરે
સમકિત. ॥ ૨ ॥

ભૂગલ ભાંગી આદ્ય કષાયનીજી, મિથ્યા મોહિની સાંકલ સાથરે;
બાર ઉઘાડયાં સમ સંવેગનાજી, દીઠા શ્રીઅનુભવ ભુવન
નાથરે, સમક્તિ ॥ ૩ ॥

તોરણ બાંધ્યુ જીવ દયાતણુંજી, સાથિયો પૂર્યો શ્રદ્ધા રૂપરે;
ધુપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગલ આઠ અનુપરે.
સમકિત ॥ ૪ ॥

સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આતમ રૂચી મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે.
સમકિત ॥ ૫ ॥

ભાવ પૂજારે પાવન આત્માજી, પૂજો પરમેશ્વર પુણ્ય પવિત્રરે;
કારણ જોગ કારજ નિપજેજી, ખિમા વિજય જિન આગમ
રીતરે. સમકિત ॥ ૬ ॥

## श्री आदिनाथनुं स्तवन ॥ ३६ ॥

રૂષભદેવ હિતકારી, જગત ગુરૂ રૂષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિ બ્રહ્મચારી. રૂ૦ ૧
વરસી દાન દેઈ તુમ જગમેં, ઇલતિ ઈતિ નિવારી,
તૈસી કાહી કરતુ નાહી કરૂના, સાહિબ બેર હમારી. રૂ૦ ૨
માંગત નાહિ હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી;
દિયો મોહિ ચરન કમલકી સેવા, યાહિ લગત મોહે પ્યારી. રૂ૦ ૩
ભવ લીલા વાસિત સુર ડારે, તું પર સબહી ઉન્વારી;

મેં મેરા મન નિશ્ચલ કીના, તુમ આણા સિરધારી. રૂ૦ ૪
એસા સાહિબ નહિં કોઉ જગમેં, યાસુ હોય દિલદારી;
દિલહિ દલાલ પ્રેમકે બીચે, તિહાં હઠ ખેંચે ગમારી. રૂ૦ ૫
તુમહિ સાહિબ મેહું બંદા, યા મત દેઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવક કે, તુમ હો પરઉપકારી. રૂ૦ ૬

## श्री आदिनाथनुं स्तवन ॥ ३७ ॥

માતા મરૂદેવીનો નંદ, દેખી તાહરી મૂરતી મારૂં મન લોભાણુંજી.
મારૂં ચીત્ત લોભાણુંજી, દેખી તાહરી મૂરતી મારૂં દીલ
લોભાણુંજી. એ ટેક.

કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચન વાણ;
ધોરી લંછન પાઉલે, કાંઇ ધનુષ પાંચશે માન. માતા૦ ૧
ત્રીગડે બેસી ધર્મ કહંતા, સુણે પર્ખદા બાર;
યોજન ગામિની વાણી મીઠી, વરસંતી જલધાર. માતા૦ ૨
ઉર્વશી રૂડી અપછરા ને, રામા છે મનરંગ;
પાયે નેઉર રણઝણે કાંઈ, કરતી નાટારંભ. માતા૦ ૩
તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર;
તુંજ સરિખો નહી દેવ જગતમાં; અડવડીયા આધાર. માતા૦ ૪
તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ;
સુરનર કિન્નર વાસુદેવા; કરતા તુજ પદ સેવ. માતા૦ ૫
શ્રી સિદ્ધાચલ તીરથ કેરો, રાજા રીષભ જીણુંદ;
કીર્તિ કરે માણેક મુનિ તાહરી, ટાલો ભવના ફંદ. માતા૦

# श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ३८॥

સાંભલજો તુમે અદ્ભુત વાતો. એ દેશી.

બાપલડાંરે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને;
શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તમે વહીને રે.
બાપલડાં૦ ૧

કાલ અનાદિ તણી તુમ સાથે, પ્રીત કરી નિરવહીને;
આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શિખવીયું મનનેરે.
બાપલડાં૦ ૨

દુસમ સમએ ઈણે ભરતે, મૂક્તિ નહી સંઘયણને;
પણ તુમ ભક્તિ મૂક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહનેરે.
બાપલડાં૦ ૩

શુદ્ધ સુવાસન ચુરણ આપ્યું, મિથ્યા પંક શોધનને;
તેહથી આતમ થયો મુજ નિર્મલ, આણંદ તુજ ભજનનેરે.
બાપલડાં૦ ૪

અખય નિધાન તુજ સમક્તિ પામી, કુણ વંછે ચલ ધનને;
શાંત સુધારસ નયણ કચોલે, સીંચો સેવક તનને રે.
બાપલડાં૦ ૫

બાજ અભ્યંતર શત્રુ કેરો, ભય નહી મુજ મનને;
સેવક સુખીયો સુજસ વિલાસી, એ મહિમા સવી તુજનેરે.
બાપલડાં૦ ૬

નામ મંત્ર તુમારો સાધ્યો, એ થયો જગ મોહનને;
તુજ મુખ મુદ્રા નિરખી હરખું, ચાતક જેમ જલધરનેરે.
બાપલડાં૦ ૭

તુજ વીણ અવર દેવ ન ધ્યાવું, ફરી ફરી આ મનને;
જ્ઞાન વિમલ કહે ભવજલ તારો, સેવક બાંહી ગ્રહીનેરે,
બાપલડાં૦ ૮

## श्री आदिश्वर स्तवन ॥ ३१ ॥

મિચ્છામિ દુક્કડં આજ. એ દેશી.

રિષભજિણંદ શું વિનતિરે, સાંભલો દીન દયાલ;
મહેર કરી મુજ ખોહીએરે, મોહ મિથ્યાત્વની જાલ હો
જિનજી. સાંભલો૦ ૧

નર્ક નિગોદની વેદનારે, મેં સહી વાર અનંત;
કષ્ટ નિવારો નાથજીરે, તુમેં છો મોટા મહંત હો જિનજી.
સાંભલો૦ ૨

મરૂદેવાજીના લાડણારે, નાભિરાયા કુલ ભાણ,
દરિશન પાયો તુમ તણોરે, આજ દીવસ સુપ્રમાણ હો
જિનજી. સાંભલો૦ ૩

તારો તારો મુજ સાહેબારે, દાસને પાર ઉતાર;
દરિસશણ પાયો તુમ તણોરે, આજ દીવસ સુપ્રમાણ હો
જિનજી. સાંભલો૦ ૪

નાગોર નગરના ચૈત્યમાંરે, કંચનમય તુજ બિંબ;
મુક્તિએ જાતાં જીવનેરે, પ્રભુજી તણો આલંબ હો
જિનજી. સાંભલો૦ ૫

તુમ સરીખો મુજને કરોરે, એટલો લોભ સુજાણ;
અધિકો લોભ ન માહરેરે, તુમ ચરણાની આણ હો
જિનજી. સાંભલો૦ ૬

સંવત ઓગણીશે મનોહરારે, પંચ વરસ મોઝાર;
માઘ વદી એકમ દીનેરે, સફલ કીધો અવતાર હો જિનજી.
સાંભલો૦ ૭

તેજ વિજયજીના પાટવીરે, શાંતિવિજય ગુરૂ રાય,
તુમ ચરણના કિંકરૂરે, રત્નવિજય ગુણ ગાય હો જિનજી.
સાંભલો૦ ૮

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ४० ॥

( લાવણીની દેશી. )

રિખભ જિણંદ વિમલ ગીરી મંડણ, મંડણ ધર્મધુરા કહીએ;
તું અકલ સ્વરૂપી,. જારકે કરમ, ભરમ નીજ ગુણ લહીએ,
રિખભ૦ ૧

અજર અમર પ્રભુ અલખ નિરંજન, ભંજન સમર સમર કહીએ,
તું અદભુત યોદ્ધા, મારકે કરમ ધાર જગ જશ લહીએ.
રિખભ૦ ૨

અવ્યય વિભુ ઈશ જન રંજન, રૂપ રેખા બીનતું કહીએ;
શિવ અચર અનંગી, તારકે જગ જન નિજ સત્તા લહિએ.
રિખભ૦ ૩

શત સુત માતા સુતા સુહંકર, જગત જયંકર તું કહીએ;
નીજ જન સબ તાર્યો, હમોસે અંતર રખના ના ચહીએ.
રિખભ૦ ૪

મુખડા ભીચકે બેઠી રહેના, દીન દયાલ કોના ચહીએ;
હમ તન મન ઠારો, બચનસે સેવક અપના કહ દઈએ.
રિખભ૦ ૫

ત્રીભુવન ઈશ સુહંકર સ્વામી, અંતરજામી તું કહીએ;
જબ હમકુ તારો, પ્રભુસે મનકી બાત સકલ કહીએ.
રિખભ૦ ૬

કલ્પતરૂ ચિંતામણી જાચો, આજ નિરાશે ના રહીએ;
તું ચિંતીત દાયક, દાસકી અરજ ચિત્તમેં દ્દઢ ગ્રહીએ.
રિખભ૦ ૭

દીન હીન પર ગુણ રસ રાચી, શરણ રહિત જગમેં રહીએ,
તું કરૂણા સીંધુ, દાસકી કરૂણા કયું નહિ ચિત્ત ગ્રહીએ.
રિખભ૦ ૮

તુમ બીન તારક કો નહી દીસે, અબે તુમકું કયા કહીએ;
ઈહ દીલમે ઠાની, તારકે સેવક જગમેં જશ લહીએ.
રિખભ૦ ૯

સાત વાર તુમ ચરણે આયો, દાયક શરણ જગત કહીએ;
અબ ધરણે બેઠી, ના થશે• મન વાંછિત સબ કુચ્છ લહીએ.
રિખભ૦ ૧૦
અવગુણ માની પરીહરશો તો, આદિ ગુણી જગકો કહીએ;
જો ગુણીજન તારીએ, તો તેરી અધિકતા કયા કહીએ.
રિખભ૦ ૧૧
આતમ ઘટમેં ખોજ તું પ્યારે, બાહીર ભટકતા ના રહીએ;
તું અજ અવિનાશી, ધાર નિજરૂપ આનંદઘન રસ લહીએ.
રિખભ૦ ૧૨
આતમાનંદિ પ્રથમ જિનેશ્વર, તેરે ચરણ શરણ રહીએ,
સિદ્ધાચલ રાજા, સબ કાજા આનંદ રસકો પી લહીએ.
રિખભ૦ ૧૩

## श्री आदीश्वर भजन पद ॥ ४१ ॥

રાગ ભૈરવ.

ઉઠત પ્રભાત નામ, જિનજી કો ગાઈએ. (બેવાર)
નાભિજીકે નંદકે, ચરણ ચિત્ત લાઈએ. એ ટેક.
આનંદકે કંદ, જાકું પૂજિત સુરંદ વૃંદ;
ઐસે જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઈએ. ઉઠત૦ ૧
નયરી અયોધ્યા ઠામ, માતા મરૂદેવા નામ;
લંછન વૃષભ જાકે, ચરણાં સુહાઈએ. ઉઠત૦ ૨
પાંચસે ધનુષ્ય માન, દીપત કનક વાન;

ચોરાશી પૂર્વ લક્ષ, આયુથિત પાઇએ. ઉઠત૦ ૩
આદીનાથ આદીદેવ, સુરનર સારે સેવ;
દેવનકે દેવ પ્રભુ, સબે સુખ દાઈયે. ઉઠત૦ ૪
પ્રભુકે પાદારવિંદ, પૂજત હરખચંદ;
મિટો દુઃખ દંદ, સુખ સંપદા વધાઈએ. ઉઠત૦ ૫

## श्री आदीजिन स्तवन पद. ॥ ४२ ॥

જયું લ્યું તત્વ ન સુજ પડેરી. એ રાગ.

અબ મોહે તારો દીન દયાલ, મત મત મેં સબહી દેખે;
ચિત્ત ચિત્ત તુમ નામ રસાળ, અબ મોહે તારો દીનદયાળ૦ ૧
આદિ અનાદિ પુરૂષ હો તુમહી, તુમહી વિષ્ણુ ગોપાલ;
શિવશંકર બ્રહ્મા ઈશ્વર તુંહી, ભાંગી ગઇ ભ્રમ જાલ. અબ૦ ૨
મોહ વિકલ ભૂલ્યો ભવમાંહિ, ફીર્યો અનંતો કાળ;
ગુણ વિલાસ શ્રી આદીજિનેશ્વર, મેરી કરો પ્રતિપાળ. અબ૦ ૩

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ४३ ॥

ચાલો ચાલો વિમળગિરિ જઈએરે, ભવજળ તરવાને;
તુમ જયણાએ ધરજો પાયરે, પાર ઉતરવાને. એ આંકણી.
બાળ કાળની ચેષ્ટા ટાળી, હું તો ધર્મ યૌવન હવે પાયોરે.
ભવજળ૦
ભૂલ અનાદિની દૂર નિવારી, હું તો અનુભવ મનમાં લાયોરે.
પાર૦ ચાલો૦ ૧

ભવ તરષા સવી દૂર નિવારી, મારી જિન ચરણે લય
લાગીરે. ભવ.
સંવરભાવમાં દિલ હવે ઠરીયું, મારી ભવની ભાવટ ભાગીરે.
પાર. ચાલો. ૨

સચિત સરવનો ત્યાગ કરીને, નિત્ય એકાસણાં તપકારીરે.
ભવજળ૦
પડિક્કમણાં દોયટંકનાં કરશ્યું, ભલી અમૃતક્રિયા દિલધારીરે
પાર૦ ચાલો૦ ૩

વ્રત ઉચ્ચરસું ગુરૂની પાસે, હુંતો યથાશક્તિ અનુસારેરે. ભવ૦
ગુરૂ સાથે ચડશું ગિરિ પાજે, જે ભવોદધિ બુડતાં તારેરે.
પાર. ચાલો૦ ૪

ભવતારક એ તીરથ ફરસી, હુંતો સૂરજ કુંડમાં નાહ્યારે. ભવ.
અષ્ટ પ્રકારી રિષભ જિણંદની, હુંતો પૂજા કરીશ લયલાવીરે.
પાર૦ ચાલો૦ ૫

તીર્થ પતિને તીર્થ સેવા, એતો સાચા મોક્ષના મેવારે. ભવ૦
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ કરીને, મને સ્વામી વચ્છલની હેવારે.
પાર૦ ચાલો૦ ૬

પ્રભુપદ પદ્મ રાયણ તળે પુજી, હુંતો પામીશ હરખ અપારરે.ભવ.
રૂપવિજય પ્રભુ ધ્યાન પસાએ, એતો પામે સુખ શ્રીકારરે.
પાર૦ અમો૦ ૭



# श्री पुंडरिक जिन स्तवन ॥ ४४ ॥

એક દિન પુંડરિક ગણધરૂરે લાલ,
પૂછે શ્રી આદી જિણંદ સુખકારીરે;
કહીએ તે ભવજળ ઉતરીરે લાલ,
પામીશ પરમાનંદ ભવ વારીરે. એક૦ ૧
કહે જિન ઇણિગિરિ પામશોરે લાલ,
જ્ઞાન અને નિરવાણ જયકારીરે;
તિરથ મહિમા વાધશેરે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારીરે. એક૦ ૨
ઇમ નિસુણીને તિહાં આવીયારે લાલ,
ઘાતી કરમ કર્યાં દુર તમ વારીરે;
પાંચક્રોડ મુનિ પરિવર્યારે લાલ,
હુઆ સિદ્ધિ હજુર બલીહારીરે. એક. ૩
ચૈત્રી પુનમ દિન કીજીએરે લાલ,
પુજા વિવિધ પ્રકાર દિલ ધારીરે;
ફૂળ પ્રદક્ષિણા કાઉસસ્સગારે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારીરે. એક. ૪
દસ વીસ તીસ ચાળીસ ભલારે લાલ,
પચાસ પુષ્પની માળ અતિ સારીરે;
નરભવ લાહો લીજીએરે લાલ,
જેમ હોય જ્ઞાન વિશાલ મનોહારીરે. એક. ૫

## श्री रुषभदेवजिनुं स्तवन ॥ ४५ ॥

સોના તે કેરૂં મારૂં બેડલું મારૂંજી, વાળ્ય ખોદાવ. એ દેશી.

પ્રથમ જિણેસર પ્રણમીએ, જાસ સુગંધીરે કાય;
કલ્પવૃક્ષપરે તાસ, ઈંદ્રાણી નયન જે, ભ્રંગપરે લપટાય. ૧

રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ, માનું કોઈ નવિ કરે,
જગમાં તુમશુંરે વાદ. ૨

વિગર ધોઈ તુજ નિરમલી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર, તારે તું તેહને, જે ધરે તારૂંર ધ્યાન. ૩

રાગ ગયો તુજ મનથકી, તેમાં ચિત્ર ન કોઈ,
રૂધિર આમિષથી રાગ ગયો તુજ જનમથી, દુધસહોદર હોય. ૪

શ્વાસોશ્છવાસ કમલ સમો. તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર, ચરમચક્ષુ ધણી, એહવા તુજ
અવદાત. ૫

ચાર અતિશય મુલથી, ઓગણીસ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ. ૬

જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
પદ્મવિજય કહે એહ સમય, પ્રભુ પાળજો, જિમ થાઉં
અખય અભંગ. ૭

# શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૪૬ ॥

સિદ્ધાચળ શિખરે દીવોરે, આદીશ્વર અલબેલો છે.
જાણે દર્શન અમૃત પીવોરે આદીશ્વર અલબેલો છે.
શિવ સોમ જશાની લ્હારોરે. આ. સ૦ ૧

કરે શિવ સુંદરીનું આણુંરે. આ.
નારદજી લાખ એકાણુંરે. આ.
વસુદેવની નારી પ્રસિદ્ધિરે આ.
પાંત્રીસ હજારે તે સિદ્ધિરે. આ. સિ. ૨

લાખ બાવન એક કોડીરે, આ.
પંચાવન સહસને જોડીરે. આ.
સાતસેં સીત્યોતેર સાધુરે. આ.
પ્રભુ શાંતિ ચોમાસુ કીધુંરે. આ. સિ. ૩

તવ એ વરિયા શિવનારીરે. આ.
ચૌદ સહસ મુનિ દમિ તારીરે; આ.
પ્રદ્યુમ્ન પ્રીયા અચંભીરે, આ.
ચોંઆલીસસેં વૈદરભીરે, આ. સિ. ૪

થાવચ્ચા પુત્ર હજારરે, આ.
શુક પરિવાજક ધારરે; આ.
શેલગ પણ સત્ય લિખ્યાતેરે, આ.
શુભદ્ર મુનિ સત સાતેરે. આ. સિ. ૫

ભવ તરીયા તિણે ભવ તારણુરે. આ.
ગજચંદ્ર મહોદય કારણુરે; આ.
સુરકાંત અચળ અભિનંદ; આ.
સુમતિ શ્રેષ્ટ ભય કંદોરે. આ. સિ. ૬

ઈહાં મોક્ષ ગયા કેઈ કોડીરે. આ.
અમને પણુ આશા મોટીરે; આ.
શ્રધ્ધા સંવેગે ભરીયોરે, આ.
મેં મોટી દારયો તરીયોરે. આ. સિ. ૭

શ્રધ્ધા વીણુ કોણુ ઇહાં આવેરે, આ.
લઘુ જળમાં કિમ તે નાવેરે; આ.
તિણો હાથ હવે પ્રભુ ઝાલોરે, આ.
શુભવીરને હૈડે વ્હાલોરે. આ. સિ. ૮

## श्री आदिनाथजीनुं स्तवन ॥ ४७ ॥

આદિનાથજીરે, વિનતી કરૂં,
તે સ્વીકારો મુને, આશરો છે પ્રભુતારો,
રિષભજીરે, વિનતી કરૂં;
તે સ્વીકારો મુને, આશરો છે પ્રભુતારો. ૧

મુને મોક્ષ માર્ગ દેખાડોરે, જેથી પામીએ ભવનો પારોરે;
જીનજી રે કૃપા કરીને બતાવો, મુને આશરો છે પ્રભુ તારો.
આદિનાથજીરે. ૨

મુજને આ ભવમાંથી ઉગારોરે, હવે નથી બીજો કોઇ આરોરે;
પ્રભુજીરે પુણ્યના દ્વાર ઉઘાડો, મુને આશરો છે પ્રભુતારો.
આદિનાથજીરે. ૩

મુજ મન છે પ્રભુ વ્હાલોરે, મારી અરજ તુમે અવધારોરે.
ગુણવંતારે ગુણ ગાઉંછું, તુમારો મુને આશરો છે પ્રભુતારો.
આદિનાથજીરે. ૪

મારા કષ્ટ તુમે નીવારોરે, સુબોધિક મંડળી તારોરે,
સુખદાતારે જૈનધર્મ છે સારો, મુને આશરો છે પ્રભુતારો.
આદિનાથજીરે. ૫

## श्री सिध्धाचलजीनुं स्तवन ॥ ४८ ॥

સુખકારીરે સિધ્ધાચળ ગુણ ગેહરે, ભવિપ્રણમોરે હૃદય ધરી
બહુ નેહરે. ત્રુટક.

બહુ નેહ આણી એહ જાણી સકળ તીરથ સેહરો,
શ્રીઋષભદેવ જીણંદ પૂજી પૂર્વ સવિ દુષ્કૃત હરો,
અસુર સુર મુનિરાજ કિન્નર, જાસ દરસન અહિલસે;
જેહનું ફરસન કરી ભવીજન, મુગતિ સુખમાં ઉલ્લસે. ૧
ઢાળ. આદિસરરે વિહરંતા જગમાંહિરે, શિધ્ધાચળ રે આવી
સમોસર્યા તિહાંહીરે. ત્રુટક.

ત્યાંહિ ગણધર પુંડરિકને, ભુવન ગુરૂ ઇમ ઉપદિશે,
તુમ નામથી એ તીરથ કેરો, અધિક મહિમા વાધશે;

સવિકર્મ તોડી મોહ મોડી, લહિ કેવળ નાણુરે,
ચૈત્રી પુનેમ દીવસે ઇણગિરિ, પામશો નિરવાણુરે. ૨

ઢાળ. ઇમ નીસુણીરે શ્રીગણધર પુંડરીકરે, ભવજળથીરે અળગું
જીમ પુંડરીકરે. ત્રુટક.

પુંડરીક પરે જે ભય ન પામે, પરિસહ ઉપસર્ગથી;
ક્રોધને મદ માન માયા, જાસ ચિત્તે રતિ નથી;
પંચકોડિ મુનિવર સંગાતે, તહાં અણુસણ ઉચ્ચરે.
અડકર્મ જાલી દોષ ટાલી, સિધ્ધ મંદિર અનુસરે. ૩

ઢાળ. તે દિનથીરે, એ ગિરિનું અતિ રિધ્ધિરે, પુંડરિક ઇતિરે
નામ થયું પ્રસિધ્ધરે. ત્રુટક.

સુપ્રસિધ્ધ મહિમા ચૈત્ર પુનમ, દિને જેહનો જાણીએ;
બહુભાવ આણી સાર જાણી, સુગુણ જાસ વખાણીએ,
દસ વિસ ત્રીસ અને ચાલીસ, પચાસ પુષ્પ માલરે;
લોગસ્સ તેતી કાઉસગ્ગો થુઇ, નમ્મુક્કાર રસાલરે. ૪

ઢાળ. ફુલ તેતાંરે, ઢોય તેતી પ્રદક્ષિણા,
ચૈત્રી પૂજારે, ઇણી વિધ્ધ કીજે વિચક્ષણા.

ત્રુટક. વિચક્ષણા જીનરાજ પૂજી, પુંડરિક હિયડે ધરો.
શત્રુંજય ગિરિવર આદિજીનવર, નમિ ભવસાયર તરો;
ઇમ ચૈત્રી પૂનમ તણો ઓચ્છવ, જે કરે ભવિલોયરે;
શ્રી વિજયરાજ સુરિંદવિનયી દાન શિવસુખ હોયરે. ૫

# श्री सिद्धाचलजीनुं स्तवन ॥ ४९ ॥

પ્રણમો પ્રેમે પુંડરિક ગિરિરાજીઓ, જગમાંરે એહ સોભાગી.
યાત્રાએ જાતાં પગે પગે નિર્જરે, બહુ ભવ સંચિત ખેહ.
સોભાગી. ૧ પ્રણમો.

પાપ હોય વજલેપ સમોવડે, તેહ પણ જાયરે દૂર સોભાગી
જો એહરે ગિરિનુ દરશન કીજીએ, ભાવ ભગતિ ભરપૂર
સોભાગી. ૨ પ્રણમો.

ગોહત્યાદિક હત્યા પંચ છે, કારક તેહનાં જે હોય સોભાગી
તે પણ એ ગિરિનું દરશન જો કરે, પામે શિવગતિ સોય
સોભાગી. ૩ પ્રણમો.

શ્રીશુકરાજ નૃપતિ પણ ઇણ ગિરિ, કરતો જીનવર ધ્યાન સોભાગી
ષટમાસે રિપુ વિલય ગયા સવે, વાધ્યો અધિક તસ વાન
સોભાગી. ૪ પ્રણમો.

ચંદ્રશેખર નિજ ભગિની ભોગવી, કીધું પાપ મહંત સોભાગી.
તે પણ એ તીરથ આરાધતાં, પામ્યો શિવ ગતિ સંત
સોભાગી. ૫ પ્રણમો.

મોર સર્પ વાઘણ પ્રમુખ બહુ, જીવ છે જેહ વિકરાલ સોભાગી.
તે પણ એ ગિરિ દરશન પુણ્યથી, પામે સુગતિ વિસાળ
સોભાગી. ૬ પ્રણમો૦

એહવો મહિમા એ તિરથ તણો, ચૈત્રી પૂનમે વિશેષ સોભાગી
શ્રી વિજયરાજ સુરીશ્વર શિષ્યને, દાન ગયાં દુઃખ લેશ
સોભાગી. ૭ પ્રણમો૦

# श्री सिध्याचलजीनुं स्तवन ॥ ५० ॥

વિમલાચલ નીતુ વંદીએ ॥ કીજે એહની સેવા ॥ માનુ હાર
એ ધર્મનો ॥ શિવતરૂ ફળ લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જવ
જીન ગૃહ મંડળી ॥ તિહાં દિપે ઉતંગા ॥ માનુ હિમગિ
વિભ્રમે ॥ આઈ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઇ અને
જગ નહીં ॥ એ તિરથ તોલે ॥ એમ શ્રી મુખ હરિ આગળ
॥ શ્રી સિમંધર બોલે ॥ વિ૦ ॥ ૩ ॥ જે સઘળાં તિર
કર્યાં ॥ જાત્રા ફળ લઇએ ॥ તેથી એ ગિરિ ભેટતાં ॥ શ
ગણું ફળ લઇએ ॥ વિ૦ ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહને
॥ જે એ ગિરિ વંદે ॥ સુજસ વિજય સંપદ લહે તે ન
ચિર નંદે ॥ વિ૦ ॥ ૫ ॥ ઈતિ ॥

# श्री सिध्याचळजीनुं स्तवन ॥ ५१ ॥

આવો ગિરિ સિદ્ધાચલ જઇએ ॥ પાપ હરિ નિરમલ
થઈએ ॥ કુમતિકદાગ્રહને તજીએ ॥ આવો ગિરિ સિદ્ધાચલ
જઇએ ॥ ૧ ॥ તારણ તીરથ દો કહીએ ॥ થાવર જંગમને
લહીએ ॥ લોકોતરને નીત ભજીએ ॥ આ૦ ॥ ૨ ॥ પ

અલવાણે પગ ચરીએ ॥ પુન્ય ઘણો લાભે ભરીએ ॥ સીદ્ધ અનંતા કાંકરીએ ॥ આ૦ ॥ ૩ ॥ સોના રૂપાને ફુલે ॥ મુક્તાફળ અમુલક મુલે ॥ પુજીને નામ નહી ભુલે ॥ આ૦ ॥ ૪ ॥ ચડીએ ગિરિવર અનુક્રમે ॥ અંતરધ્યાન રસે રમીએ ॥ મરૂદેવા નંદને નમીએ ॥ આ૦ ॥ ૫ ॥ રાયણ હેઠલ જીનરાયા ॥ પુરવ નવાણુ ઈહાં આવ્યા ॥ લલી લલી તસ પ્રણમુ પાયા ॥ આ૦ ॥ ૬ ॥ સુરજ કુંડમાં જળે નાહશું ॥ પેરણ ખીરોદક આછું ॥ આંગીરચી જીન ગુણ ગાશું ॥ આ૦ ॥ ૭ ॥ તીરથ દરસને ફરીએ ॥ જોગ ઉપાધિ દુરે કહીએ ॥ લાભ અનંતો એણે ગીરીએ ॥ આ૦ ॥ ૮ ॥ ગામ અગોદરેથી આવે ॥ સંઘવી સંઘવણ મન ભાવે ॥ જીન ગુણ માળે કંઠે ઠાવે ॥ આ૦ ॥ ૯ ॥ ઓગણીસ બીલોતેર વરસે ॥ ઉજવલ પોશ છઠ દીવસે ॥ જીનવર ભેટી મન ઉલશે ॥ આ૦ ॥ ૧૦ ॥ દેવકીનંદન અનુસરીએ ॥ ઉલખા ઝોલે જળ ભરીએ ॥ સીદ્ધસિલા કાઉસ્સગ્ગ ધરીએ ॥ આ૦ ॥ ૧૧ ॥ ભાવ ડુંગર ચીત લાયા ॥ સીધવડની સીતળ છાયા ॥ જાણું માવડલી માયા ॥ આ૦ ॥ ૧૨ ॥ વીમલાચલ ફરસે પ્રાણી ॥ જીવ ભવીક હોવે નાણી ॥ રીખભ કહે વરે શીવરાણી ॥ આ૦ ॥ ૧૩ ॥

## श्री आदीश्वर भगवाननुं स्तवन ॥ ५२ ॥

કીરપા કરોની આદિશ્વર બાવા ॥ કેસા ધ્યાન લગાયા

હે ॥ કીરપા૦ ટેક ॥ કર ઉપર કર અધિક બિરાજે ॥ આશ નગર જુમાયા હે ॥ કીરપા. ॥ ૧ ॥ ગમનાગમનીવારન સાચી શિવ રમણીકું ધ્યાયા હૈ ॥ કીરપા૦ ॥ ૨ ॥ આપ તરે ઓરનકું તારે ॥ અઈબીરૂદ ધરાયા હૈ ॥ કીરપા. ॥ ૩ પ્રેમ પદારથ ઇચ્છા પૂરે ॥ શાંતિ કુશળ ગુણ ગાયા હૈ ॥ કીરપા૦ ॥ ૪ ॥

## श्री रूषभजीननुं स्तवन ॥ ५३ ॥

મનડું મોહ્યુંરે માહરૂં હો મનડું મોહ્યુંરે હો માહરૂં ॥ સુનંદા કંથનુ મુખ દેખી ॥ હો મનડું ॥ જે તનું કાંતિ લાગે પ્યારી ॥ પ્રભુ મુખ શશીની શોભા સારી ॥ હો મનડું ॥ ૧ ॥ નેત્ર યુગલ શાંત રસે ભર્યાં ॥ પુજકનાં અઘ દુરે કર્યાં ॥ હો મનડું ॥ ૨ ॥ નહી હાથમાં હથીઆર માળા ॥ રામા વિજોગી પણ લટકાળા ॥ હો મનડું ॥ ૩ ॥ હરિહર વિરંચી જે દેવા ॥ રૂચે નહી તેહની મુને શેવા ॥ હો મનડું ॥ ૪ ॥ નાથ કેશરીયા કૃપા કીજે ॥ તારી સેવા મુને સદા દીજે ॥ હો મનડું ॥ ૫ ॥ ધર્મનો વાંછીત કામ થયો ॥ પ્રભુ ગુણ ગાતાં જે દુઃખ ગયો ॥ હો મનડું ॥ ૬ ॥

## श्री रीखभदेव स्वामीनुं स्तवन ॥ ५४ ॥

આજ તો વધાઈ રાજા નાભિકે દરબારરે ॥ મરૂદેવીએ બેટા જાયો રિખભ કુમારરે ॥ આજ૦ ॥ આંકણી ॥ અયો-

ધ્યામેં ઓચ્છવ હોવે ।। મુખ બોલે જય જયકારરે ।। ઘનનનનનનન ઘંટા બાજે ।। દેવ કરે થૈકારરે ।। આજ૦ ।। ૧ ।। ઇંદ્રાણી સબ મંગળ ગાવે ।। લાવે મોતી માળરે ।। ચંદન ચરચી પાએ લાગું ।। પ્રભુ જીવો ચિરંકાળરે ।। આજ૦ ।। ૨ ।। નાભી રાજા દાન દેવે ।। વરસે અખંડા ધારરે ।। ગામ નગર પુર પાટણ દેવે ।। દેવે મણી ભંડારરે ।। આજ૦ ।। ૩ ।। હાથી દેવે સાથી દેવે ।। દેવે રથ તોખારરે ।। હીર ચીર પીતાંબર દેવે ।। દેવે સર્વ શણગારરે ।। આજ૦ ।। ૪ ।। તીન લોકમેં દિનકર પ્રગટયો ।। પ્રગટયો ઘેર ઘેર મંગળ માળરે ।। રૂપ-ચંદ કહે નાથ નિરંજન ।। આદીશ્વર દયાળરે ।। આજ૦ ।।૫।।

## श्री रीखभदेव स्वामीनुं स्तवन ।। ५५ ।।

નાભી રાજા ઘર જાઇ, સબ મીલ દેત બધાઈ ।। નાભી ।। ટેક ।।

નાભી રાજાજીકું પુત્ર ભયો હે ।। સબ સખીયન મીલ મંગલ ગાઈ ।। સબ ।। ૧ ।। ઇંદ્રાણી મીલ મંગળ ગાવે ।। મોતીયન ચોક પુરાઈ ।। સબ ।। ૨ ।। શ્રી આદીશ્વર દરીશન કરરે ।। છગા વિજય ગુણ ગાઈ ।। સબ ।। ૩ ।।

## श्री रीखभदेव स्वामीनी लावणी. ।। ५६ ।।

શ્રી આદિનાથ નિરવાણી, નમુ એસે ધ્યાની ।। નમું ।।
ભવ જીવ તરણકે કાજ, બનાઇ વાણી ।।
તુમ નાભીરાય કુલધારી, બડે અવતારી ।। બડે ।।

ખુબ રહી ખલકમે ખુબ, કેસરકી કયારી ॥
તુમ મમતા મનકી મારી, આતમા તારી ॥ આતમા ॥
તજ દિઇ વિપતી વિષયનકી, જાણકર ખારી ॥
તુમ કરી મુગતી પટરાણી, જગતમે જાણી ॥ જગતમેં ॥
ભવ જીવ તરણકે કાજ બનાઇ વાણી ॥ ૧ ॥

જાણ્યા સુરનર સુખરાસી, હુવા હે ઉદાસી ॥ હુવા ॥
જલ ગઇ જબર જંજાલ, જગતકી ફાંસી ॥
તુમ જગપતિ અવિનાશી, મુક્તિકે વાસી ॥ મુકિત ॥
તેરે દરશનસે સબ દુઃખ, દુર ગયો નાશી ॥
પ્રભુ કરી સફળ જીંદગાની, મેરે મનમાની ॥ મેરે ॥
ભવ જીવ તરણકે કાજ બનાઈ વાણી ॥ ૨ ॥

બડે જોતવંત જીનરાજ, જગતમે બાજે ॥ જગતમે ॥
તેરા દરશન હે સુખદાય, સુધારે કાજે ॥
તેરી ધુન ગગનમે ગાજે, સુરપત લાજે ॥ સુરપત ॥
ગલ ગયા ગરવ પાખંડ, કામના ભાજે ॥
નાટક નાચે ઇંદ્રાણી, અધિક ધુન આણી ॥ અધિક ॥
ભવ જીવ તરણકે કાજ બનાઈ વાણી ॥ ૩ ॥

તેરી મહીમા કહીય ન જાવે, પાર નહી પાવે ॥ પાર ॥
ગાંધર્વ સુરપત સબી, તેરે ગુણ ગાવે ॥
તેરે ચરણોસેં લપટાવે, સરસ લવ લાવે ॥ સરસ ॥
નર નાર હીયાકે માંહે, ભક્તિ તેરી ચાહાવે ॥

તેરી તૃષ્ણા સબ વીરલાણી, મુક્તીકું ઠાણી ॥ મુક્તીકું ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઈ વાણી ॥ ૪ ॥
મરૂદેવા કુંખકા જાયા, અમર પદ પાયા ॥ અમર ॥
છીપન કુમરી નારી, મીલી જશ ગાયા ॥
દુરગતકો દુ:ખ વિરલાયા, સફળ કરી કાયા ॥ સફળ ॥
જીનદાસ નિરંજન દેખ, સરણુ તેરે આયા ॥
સમકીતકી સેજ પીછાની, મીલી મોહે ટાણી ॥ મીલી ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઈ વાણી ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ५७ ॥

સીધ્ધ ગિરીજીકો દરીશન કરલે ॥ સંઘજાત્રા સંઘજાત્રા કરનસે પાપ ઘટત ॥ સીધ્ધ ॥ આંકણી ॥ કોટી અનંતા એ ગિરિ સીધ્યા, તાકું શિશ નમયલે ॥ સંઘ ॥ ૧ ॥ રીખવ જિનેશ્વરજીકો દરીશન ॥ સુધ આતમ પાવન કર લે ॥ ૨ ॥ રૂપચંદ કહે નાથ નીરંજન, ભવ ભવકા દુ:ખ હર લે ॥ સંઘ ॥ ૩ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ५८ ॥

સીધ ગિરિ સેવો ભલે ભાવે ॥ જશ ધ્યાને રત્નત્રય શુધ થાવે,
॥ સીધ ॥
પુરવ નવાણું વાર એણે ગિરિ ॥ રૂષભ જીણુંદ આવે.
॥ જશ ॥ ૧ ॥

અજીત નાથ શ્રી શાંતિ જીનેશ્વર ॥ ચોમાસુ રહી જાવે.
॥ જશ ॥ ૨ ॥

પુંડરીક પાંડવ જાલી મયાલી ॥ ઉવયાલી કર્મ હઠાવે.
॥ જશ ॥ ૩ ॥

નમી વિનમી સુક પરી વ્રાજક ॥ ચંદ્ર શીખર મોક્ષ સીધાવે.
॥ જશ ॥ ૪ ॥

એ આદે ઈહાં સીધ્યા અનંતા ॥ ધર્મ ચંદ્ર ગિરિ ગુણ
ગાવે ॥ જશ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ५९ ॥

શ્રી શત્રુંજય તીરથ સાર, પ્રણમો આણી ભક્તિ ઉદાર ॥ નંદીશ્વર યાત્રાએ ફલ જેહ, કુંડલ ગિર બમણું હોય તેહ ॥ ૧ ॥ તેહ ત્રમણું રૂચકાચલ જોય, તેહ ગજ-દંતે ચઊગુણું હોય ॥ તેહથી બમણું જંબુ વૃક્ષ, ચૈત્યવાંદતાં હોય પ્રત્યક્ષ ॥ ૨ ॥ ચૈત્ય જે ધાતકી ખંડ મઝાર, છ ગુણું તે ફલ નમતાં સાર ॥ છત્રીશ ગુણું ફલ તેહથી હોય, પુષ્કર વર જીન નમતાં જોય ॥ ૩ ॥ મેરૂ ચૂલાના જીન પ્રણમંત, તેહથી તેર ગુણું ફલ હુંત ॥ તેહથી સહસ ગુણું ફલ થાય, સમેત શિખર જે યાત્રા જાય ॥ ૪ ॥ તે લખ ગુણું અંજન ગિરિ જાણુ, તે દશ લાખ ગુણ રૈવત જાણ ॥ અષ્ટાપદ વંદે મન ભાય, તેહને પણ એહિજ ફલ થાય ॥

॥ ૫ ॥ પુંડરગિરિ પ્રણમી ગહગહે, તેહથી કોડી ગુણું ફલ લહે ॥ ભાખ્યું એહ ફલ પરિમાણ, ભાવથી જન અધિક મન આણિ ॥ ૬ ॥ પુંડરિક ગણધર જીહાં સિદ્ધ, પુંડરિક ગિરિ તેહ પ્રસિદ્ધ ॥ વંદી એહ ગિરિ લહિ સંપદા, દાન વિજય ભાખે એમ મુદા ॥ ૭ ॥ ઇતિ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ६० ॥

શ્રી સિદ્ધાચલ શત્રુંજય, સિદ્ધક્ષેત્ર અભિરામ ॥ દર્શન કરતાં દુર ગતિ ત્રુટે, છૂટે બંધ નિદાન ॥ શ્રી રિસહેસર પટ્ટ ધુરંધર અસંખ્યાત નર રાય ॥ શ્રી આદિત્ય યશાથી યાવત, અજીત જીનેશર તાય ॥ ૧ ॥ ચઉદસ લંગ લંગ, ચઊદસ ઇણિ વિધ, થઇ શ્રેણિ અસંખ્યાત ॥ સિદ્ધ દંડિકા માંહિ સઘળો, એહ અછે અવદાત ॥ સર્વાર્થ સિદ્ધને, શિવગતિ વિણ, ત્રીજી ગતિ નવિ પામી ॥ તીણે પણ એ તીરથ ફરસ્યો, વંદો ભવિ શિર નામી ॥ ૨ ॥ નમિ વિનમિ વિદ્યાધર નાયક દો કોડી મુનિ સંઘાતે ॥ એ ગિરિ સેવ્યાથી શિવ ગતિ પામ્યા, સકલ કર્મ નિપાતેં ॥ શ્રી આદીશ્વર સુતના નંદન, દ્રવિડ વારિખિલ જાણી ॥ કાતિ પૂનમ દિન દશ કોડી, ઋષિ સુત લહે નિર્વાણ ॥ ૩ ॥ અષ્ટાદશ અક્ષોહિણી દલના, ચૂરક જે બલવંત ॥ ગોત્ર નિકંદન કરીને સંચ્યો, જેણે પાપ અનંત ॥ તે પણ એહજ તીરથ ઉપરેં,

કરી અણુસણુ ઉચ્ચાર ॥ ઉત્તમ નર તે પાંચે પાંડવ, પામ્યા ભવજલ પાર ॥ ૪ ॥ ત્રણ કોડીને લાખ એકાણું, ઋષિસુત રામ મુણિંદ તિમ નારદાદિક સાધુ અનંતા પામ્યા પદ મહાનંદ ॥ તે માટે એ ગિરિનું સાચું, સિદ્ધ ક્ષેત્ર ઇતિ નામ ॥ શ્રી વિજયરાજ સુરીશ્વર વિનયી, દાન કરે ગુણ ગ્રામ ॥ ૫ ॥ ઇતિ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ६१ ॥

ભાવ ભગતિ ભવિ જન ધરી, ભેટો એ ગિરિરાયરે ॥ એ તીરથ વારૂ ॥ અતિશય ગુણ એ ગિરિ તણા એક મુખેં ન કહેવાયરે ॥ એ તીરથ વારૂ ॥ ૧ ॥ જોયણ દશ જસ ચૂલિકા, પંચાસ જોયણ વિસ્તારરે ॥ એ૦ ॥ આઠ જોયણ ઊન્નત પણે એહમાન ઋષભનેં વારેરે ॥ એ૦ ॥ ૨ ॥ ઇણિ ઠામે આદિસરૂ, સાથેં બહુ પરિવારરે ॥ એ૦ ॥ રાયણ રૂંખ સમોસરયા, પૂર્વ નવાણું વારરે ॥ એ૦ ॥ ॥ ૩ ॥ થાવચ્ચા સૂત મુનિવરૂ, તિમ શુકરાજ મુનીશરે ॥ એ૦ ॥ પંથગ શેલગ ઇણિ ગિરિ, આપ થયા જગદીશરે ॥ એ૦ ॥ ૪ ॥ સાંબ પ્રદ્યુમ્ન આદિ જિહાં અસંખ્યાત મુનિરાયરે ॥ એ૦ ॥ શાશ્વત સુખ પામ્યું સહી, વંદુ તેહના પાયરે ॥ એ૦ ॥ ૫ ॥ સીમંધર સ્વામી ઊપદિશે, પરષદ્ બાર મઝારરે ॥ એ૦ ॥ ઇંદ્ર પ્રતે કહે ભરતમાં, એક શત્રુંજય સારરે ॥ એ૦ ॥ ૬ ॥ ઈમ નિસુણિ એ

ગિરિ નમી, આવ્યા કાલિક સૂરિ પાસરે ॥ એ૦ ॥ પૂછી વિચાર નિગોદના, વાત કહી તવં ખાસરે ॥ એ૦ ॥ ૭ ॥ પ્રતિમા ચૈત્ય થયા ઈહાં, તિમ અસંખ્ય ઊદ્ધારરે ॥ એ૦ ॥ ચૈત્રી પૂનમ દિન એહનો, મહિમા ભાખ્યો અપારરે ॥ એ૦ ॥ ૮ ॥ ચૈત્રી ઊત્સવ જે કરે, તે લહે ભવ દુઃખ ભંગરે ॥ એ૦ ॥ શ્રી વિજય રાજ સૂરીસરૂ, દાન અધિક ઊચ્છંગરે ॥ એ૦ ॥ ૯ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ६२ ॥

સિદ્ધાચલ ગુણ ગેહ, ભવિ પ્રણમો ધરી નેહ ॥ આજ હોસે હેરે મન મોહે તીરથ રાજીયોજી ॥ ૧ ॥ આદીસર અરિહંત, મુગતિ વધૂનો કંત, આજ હો પૂરવ વાર નવાણુ આવી સમોસર્યાજી ॥ ૨ ॥ સકલ સુરાસુર રાજ કિન્નર દેવ સમાજ, આજ હો સેવા રે સારે કર જોડી કરીજી ॥ ૩ ॥ દરશનથી દુઃખ દૂર સેવે સુખ ભરપૂર, આજહો એણેરે કલિ કાલે કલ્પતરૂ અછેજી ॥ ૪ ॥ પુંડરિક ગિરિ ધ્યાન, લહીએ બહુ યશમાન, આજહો દીપેરે અધિકી તસ જ્ઞાન કલા ઘણીજી ॥ ૫ ॥ ઈતિ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ६३ ॥

એ ગિરૂઓ ગિરિ રાજીઓ, પ્રણમી જેં ભાવેં ॥ ભવ ભવ સંચિત આકરાં, પાતકડાં જાવે ॥ ૧ ॥ વજ્રલેપ

સમ જે હોવે, તે પણ તેમ દૂરેં ॥ એહનું દર્શન કીજીએં, ધરી ભક્તિ પડુરે ॥ ૨ ॥ ચંદ્રશેખર રાજા થયો, નિજ ભગિનિ લુબ્ધો ॥ તે પણ એ ગિરિ સેવતાં, ક્ષણ માંહે સીધો ॥ ૩ ॥ શુક રાજા જય પામીઓ, એહને સુપસાયેં ॥ ગોહત્યાદિક પાપ જે, તે દૂર પલાયે ॥ ૪ ॥ અગમ્ય અપેય અભક્ષ્ય જે, કીધાં જેણે પ્રાણી ॥ તે નિર્મળ ઇણ ગિરિયેં થયા, એ જીનવર વાણી ॥ ૫ ॥ વાઘ સર્પ પ્રમુખા પશુ, તે પણ શિવ પામ્યા ॥ એ તીરથ સેવ્યા થકી, સવિ પાતક વામ્યા ॥ ૬ ॥ ચૈત્રી પૂનમે વંદતાં, ટલે દુઃખ કલેશ ॥ જ્ઞાન વિમલ પ્રભુતા ઘણી, હોયે સુજશ વિશેષ ॥ ૭ ॥

# श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ६८ ॥

તીરથ વારૂ એ તીરથ વારૂ, સાંભલજો સોતારૂરે ॥ ભવજલનિધિ તરવા ભવિજનને, પ્રવહણપરેં એતારૂરે ॥ ૧ ॥ તી૦॥ એ તીરથનો મહિમા મોટો, નવિ માને તે કારૂરે ॥ પાર ન પામે કહેતાં કોઈ, પણ કહિએં મતિ સારૂરે ॥ તી૦ ॥ ૨ ॥ સાધુ અનંતા ઇહાં કિણ સીધા, અંત કર્મના કીધારે ॥ અનુભવ અમૃત રસ જીણે પીધા, અભયદાન જગે દીધાંરે ॥ તી૦ ॥ ૩ ॥ નમિ વિનમિ વિદ્યાધર નાયક દ્રવિડ વારિખિલ્લ જાણોરે ॥ થાવચ્ચા શુકો સેલગ પંથગ, પાંડવ પાંચ વખાણોરે ॥ તી૦ ॥ ૪ ॥ રામ મુનિ ને

નારદ મુનિવર, શંખ પ્રદ્યુમ્ન કુમારરે ॥ મહાનંદ પદ પામ્યા તેહનાં, મુનિવર બહુ પરિવારોરે ॥ તી૦ ॥ ૫ ॥ તેહ ભણી સિદ્ધ ક્ષેત્ર એહનું, નામ થયું નિરધારરે ॥ શત્રુંજય કલ્પે માહાત્મ્યે એહનો બહુ અધિકારરે ॥ તી૦ ॥ ૬ ॥ તીરથ નાયક વંછિત દાયક, વિમલાચલ જે પાવેરે ॥ જ્ઞાન વિમલસૂરી કહે તે ભવિને, ધર્મ શર્મ ઘરે આવેરે ॥ તી૦ ॥૭॥ ઇતિ ॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૬૫ ॥

નીલડી રાયણ તરૂ તલે ॥ સાહેલડીયાં ॥ પીલડા પ્રભુજીના પાય ॥ ગુણ મંજરીયાં ॥ ઉજલે ધ્યાને ધ્યાઇયે ॥ સા૦ એહિજ મુગતિ ઉપાય ॥ ગુણ૦ ॥ ૧ ॥ શીતડી છાયાયેં બેસીયેં ॥ સા૦ ॥ રાતડો કરી મનરંગ ॥ ગુણ૦ ॥ નાહી ધોઇ નિર્મલ થઇ ॥ સા૦ ॥ પેહેરી વસ્ત્રાદિક ચંગ ॥ ગુણ૦ ॥ ૨ ॥ પૂજીયેં સોવન ફૂલડે ॥ સા૦ ॥ નેહ ધરીને એહ ॥ ગુણ૦ ॥ તે ત્રીજે ભવે શિવ લહે ॥ સા૦ ॥ થાયે નિર્મલ દેહ ॥ ગુણ૦ ॥ ૩ ॥ પ્રીત ધરી પ્રદક્ષિણા ॥ સા૦ ॥ દીએ એહને જે સાર ॥ ગુણ૦ ॥ અભંગ પ્રીતિ હોએ જેહને ॥ સા૦ ॥ ભવ ભવ તુમ આધાર ॥ ગુણ૦ ॥ ॥ ૪ ॥ કુસુમ પત્ર ફલ મંજરે ॥ સા૦ ॥ શાખા થડને મૂલ ॥ ગુણ૦ ॥ દેવ તણા વાસા અછે ॥ સા૦ ॥ તીરથને અનુકૂલ ॥ ગુણ૦ ॥ ૫ ॥ તીરથ ધ્યાન ધરી મને ॥ સા૦ ॥ સેવો એહને ઉછાંહિ ॥ ગુણ૦ ॥ જ્ઞાનવિમલ ગુરૂ ભાંખીયો

॥ સા૦ ॥ શત્રુંજા માહાતમ માંહિ ॥ ગુણ૦ ॥ ૬ ॥

## श्री आदिश्वर भगवाननुं स्तवन ॥ ६६ ॥

નાભિનંદન પૂર્વ નવાણું, શ્રી આદીશ્વર આવ્યા ॥ અજિત શાંતિ ચોમાસુ રહીયા, સુરનર પતિ મન ભાવ્યા; ભવિ તુમે વંદોરે, સિદ્ધાચલ સુવિચારી ॥ પાપ નિકંદોરે, ગિરિ ગુણ મનમાં ધારી ॥ ૧ ॥ ચૈત્ર સુદ પુનમને દિવસે, ગુણ રયણાયર ભરીયા ॥ પાંચ કોડીસું પુંડરિક ગણધર, ભવ સાયરને તરિયા ॥ ભવિ૦ ॥ ૨ ॥ પોતરા પ્રથમ પ્રભુજી કેરા, દ્રાવિડ વારિખેણ જાણો ॥ કાર્તિક સુદી પુનમને દિવસે, દસ કોડી ગુણ ખાણી ॥ ભવિ૦ ॥ ૩ ॥ કુંતા માતા સતી શિરોમણી, યદુવંશી સુખકારી ॥ પાંડવ વીસ કોડીશું સિદ્ધા, અશરીરી અણુહારી ॥ ભવિ૦ ॥ ૪ ॥ ફાગણ સુદી દશમીને સેવો, નમિ વિનમી બે કોડિ, આતમ ગુણ નિર્મળ નિપજાવ્યા, નવિ એહની જોડી ॥ ભવિ૦ ॥૫॥ ચૈત્ર વદી ચાૈદસ શિવ પામી, નમિ પુત્રી ચોસઠ્ઠ ॥ રત્નત્રયી સંપૂણ સાધી, પામીએ પરમઠ્ઠ ॥ ભવિ૦ ॥ ૬ ॥ ફાગણ સુદી તેરસે શિવ પામ્યા, શાંબ પ્રદ્યુમ્ન ગુણ ખાણી ॥ સાડી આઠ કોડીશું મુનિવર, પરણી શિવ પટરાણી ॥ ભવિ૦ ॥ ॥ ૭ ॥ રામ ભરત ત્રણ કોડી મુનિશું, અચલ થયા અરિહંત ॥ છેહેલા નારદ લાખ એકાણું, સમરો મન કરી સંત ॥ ભવિ૦ ॥ ૮ ॥ એક હજારશું શુક પરિવ્રાજક, પામ્યા

પદ અવિચલજી ભવી૦ ॥ ૯ ॥ અતીત ચોવીસીના ચોવીસમા પ્રભુ, તેહના ગણધર વંદો ॥ કદંબ નામ એક કોડીશું, સિદ્ધ થયા સુખ કંદો ॥ ભવી૦ ॥ ૧૦ ॥ એક હજારને આઠ સંઘાતે, બાહુ બલી મુની મોટા; ત્રણ કોડી જયરામ રૂષીશ્વર, સિદ્ધ થયા નહીં ખોટા ॥ ભવી૦ ॥ ૧૧ અંધક વિષ્ણુપતા મા ધારણી, તેહતણા દશપુત્ર ॥ ગૌતમ સમુદ્ર પ્રમુખ શિવ પામ્યા, રાખ્યું ઘરનું સૂત્ર ॥ ભવી૦ ॥ ૧૨ ॥ વળી તેહના આઠ પુત્ર વખાણો, અક્ષોભ આદી કુમારા ॥ સોલવરસ સંજમ આરાધી, પામ્યા ભવનો પારા ॥ ભવી૦ ॥ ૧૩ ॥ અનાધૃષ્ટિને દારૂગ મુનિ દોય, આત્મશક્તિ સમારી ॥ રૂષભસેનાદિકતીર્થંકર પણ, ઈહાં વરીયા શીવનારી ॥ ભવિ૦ ॥ ૧૪ ॥ ભરતવંશે રાજાદિ ઘણેરા, આતમ ધર્મને સાધ્યો ॥ શુક રાજન શેલકાગત સુણીયો, મુક્તિનિલય ગુણ વાધ્યો ॥ ભવી૦ ॥ ૧૫ ॥ જાલીમયાલીને ઉવયાલી, દેવકી ખટસુત વારૂ ॥ સિધ્ધ થયા મંડુક મુની વળી નમતાં મન હોય ચારૂ ॥ ભવિ૦ ॥ ૧૬ ॥ અતીત કાલે સિધ્ધ અનંતા, સીધ્ધશે વલી અનંતા ॥ સંપતિકાલે મોટું તીરથ ઇમ ભાંખે ભગવંતા ॥ ભવિ૦ ॥ ૧૭ ॥ ધન્ય એ તીરથ મોટો મહીમા પામી પાતક જાયે, ક્ષમા વીજય જસ તીરથધ્યાને, શુભ મન સિધ્ધિ થાએ, ॥ ભવી૦ ॥ ૧૮ ॥

# अथ श्री सिद्धाचलजीनुं स्तवन ॥ ६७ ॥

॥ હરણી જવ ચરે લાલના ॥ એ દેશી ॥

॥ કરજોડી કહે  કામીની લલના,  લાલાહો પ્રીતમજી અવધાર, એહ ગિરિવરૂરે લલના. ॥ સફલ કરો લહી આપણો લલના, લાલાહો માનવનો અવતાર ॥ એહગિરિ. ॥ ૧ નવલખો ટીલો સ્યું કરૂ લલના, લાલા હોશે જવાલી જોડાવે એહ. ॥ સુનંદાનો નાહલો લ૦, લાલાહો ત્રિભુવન તિલકભેટાવી ॥ એહ૦ ॥ ૨ ॥  રૂષભસેનાદિક જિનવરા લલના, લાલાહો મુક્તિ ગયા ઈણે ઠામ ॥ એહ૦ ॥ જિનતણી ફરસી ભુમિકા લલના, લાલાહો સિધ્ધ અનંતાનો ઠામ ॥ એહ૦ ॥ ॥ ૩ ॥ ઇણી ચોવીશી સિધ્ધાચલે લલના, લાલાહો નેમિવિના ત્રેવીસ ॥ એહ૦ ॥ ભાવી ચોવીશી આવશે લલના, લાલાહો પદ્મનાભાદિ જિનેશ ॥ એહ૦ ॥ ૪ ॥ આદિ જીણંદ સમોસર્યા લલના, લાલાહો પુર્વ નવાણુંવાર ॥ એહ૦ ॥ ચોમાસું અજીતજીનેશ્વર લલના લાલાહો શાંતિ ચોમાસું  સાર ॥ એહ૦ ॥ ॥ ૫ ॥ પાંચ કોડી પરીવાર શું લલના,  લાલાહો રૂષભસેના પુંડરીક, ॥ એહ૦ ॥ ચૈત્રી પુનમી શિવ સંપદા લલના, લાલાહો પાંમી થયા નીરભીક, ॥ એહ૦ ॥ ૬ ॥ કાર્તિક પુનમ કામીત વર્યા લલના, લાલાહો દ્રાવિડ વારીષેણુ દોય ॥ એહ ॥ દસકોડી મુની મહંતશું લલના, લાલાહો પ્રણમી પાતક ધોય ॥ એહ૦ ॥ ૭ ॥ નમીવીનમિ વિદ્યાધરા લલ-

ના, લાલાહો બેકોડી સાધુ સંગાતે ॥ એહ૦ ॥ ફાગણ સુદી દશમી શમી લલના, લાલાહો કીધો કર્મનો ઘાત, ॥ એહ૦ ॥ ॥ ૮ ॥ રૂષભ વંશ નરપતી ઘણા લલના, લાલાહો ભરત અંગજ કેઈ પાટ, ॥ એહ૦ ॥ સિધ્ધક્ષેત્ર શ્રેણિ ચઢી લલના, લાલાહો રોપ્યા ધર્મના ઘાટ ॥ એહ૦ ॥ ॥ ૯ ॥ નારદ એકાણું લાખશું લલના, લાલાહો રામભરત તણ કોટી ॥ એહ૦ ॥ વીશ કોડીશું પાંડવા લલના, લાલાહો દેવકી સુત ષટ કોટિ, ॥ એહ૦ ॥ ૧૦ ॥ હરીનંદન દોય વાંદિઈ લલનાં, લાલાહો શ્યામ પ્રદ્યુમ્ન કુમાર, ॥ એહ૦ ॥ સાઢી આઠ કોડી સાથે થયા લલના, લાલાહો શિવ સુંદરી ભરથાર ॥ એહ૦ ॥ ૧૧ ॥ થાવચ્ચા સુત સંયમી લલના લાલાહો સહસશું અણુસણ લીધ ॥ એહ૦ ॥ નેમી સિસ નંદિષેણજી લલના, લાલાહો અજીત શાંતિ સ્તવ કીધ ॥ એહ૦ ॥ ૧૨ ॥ સુવ્રત સહસ મુણિંદ શું લલના, લાલાહો શુક પરિવ્રાજક સિધ્ધ ॥ એહ૦ ॥ પંચસયા સેલક સુરી લલના, લાલાહો મં-ડુક મુણી સુપ્રસિધ્ધ ॥ એહ૦ ॥ ૧૩ ॥ સિધ્ધાચલ વિમલગીરી લલનાં, લાલાહો મુક્તિ નિલય સિધ્ધ ઠામ ॥ એહ૦ ॥ શત્રુંજય આદી જેહના લલના, લાલાહો ઉત્તમ એકવીસ નામ ॥ એહ૦ ॥ ૧૪ ॥ ભવસાગર તરીએ જીણે લલના, લાલાહો તીરથ તેહ કહાય ॥ એહ૦ ॥ કારણ સકલ સફલ હોય લલના, લાલાહો આતમ વીર્ય સહાય ॥ એહ૦ ॥ ૧૫ ॥ કીર્તિ સ્થંભ એ જૈનનો લલના, લાલાહો શિવ મંદીર સોપાન

॥ એહ૦ ॥ ક્ષમાવીજય ગુરૂથી લહી લલના, લાલો
સેવક જિન ધરે ધ્યાન ॥ એહ૦ ॥ ૧૬ ॥

## अथ श्री सिध्धाचलजीनुं स्तवन ॥ ६८ ॥

જીરે મારે શ્રી સિદ્ધાચલ તીર્થ, શાસ્વતું પ્રાય: જાણીએ ॥ જીરેજી ॥ જીરે મારે નાભિ નરેશ્વરનન્દ, રૂષભ જિણંદ વખાણીએ ॥ જીરેજી ॥ જીરે મારે પુર્વનવાણું વાર, ગિરિ દર્શનને આવીયા ॥ જીરેજી ॥ જીરે મારે આદ્ય આઠમથી જાણુ, ફાગણ સુદી મન ભાવીયા ॥ જીરેજી ॥૧॥ જીરે મારે રાયણ રૂષભ મનોહાર, તે ચરણે પાવન કરી ॥ જીરેજી ॥ જીરે મારે હું વંદુ ત્રણ કાલ, ભાવ ઘણો મનમાં ધરી ॥ જીરેજી ॥ જીરે મારે ભરતેશ્વર નિજનંદ, પુછે પ્રભુ બહુ માનથી ॥ જીરેજી ॥ જીરે મારે તુમ સરીખા જગનાથ, પુજ્ય કહે કુણ કામથી ॥ જીરેજી ॥૨॥ જીરે મારે કૃપાવંત ભગવંત, તીર્થ મહીમા અતિ દાખીયો ॥ જીરેજી ॥ જીરે મારે આઠ ઉપર સો નામ, રસ સ્વાદ કરી ચાખવો ॥ જીરેજી ॥ જીરે મારે સાંભળી જીનવર વાણુ, રૂષભસેન પ્રમુખ વલી ॥ જીરેજી ॥ જીરે મારે ચોરાસી ગણધાર તીર્થ સ્થાપે મનરૂલી જીરેજી ॥૩॥ જીરે મારે રૂષભસેન પુંડરીક, પુછે પ્રભુ ચરણે નમી ॥ જીરેજી ॥ જીરે મારે કીહાં હોશે મુજ સિદ્ધિ, ભાખ્યો પુજ્ય કેવલ ગમી ॥ જીરેજી ॥ જીરે મારે

કહે કેવલી જીનરાજ, નાણુ નિર્વાણુ સાધશે ॥ જીરેજી ॥
જીરે મારે એ તીર્થ મહા ભાગ્ય, ગુણુ અતિશય વાધશે
॥ જીરેજી ॥ ૪ ॥ જીરે મારે પાંચ કોડી અણુગાર,
ફાગણુ સુદી પુનમ ભલી ॥ જીરેજી ॥ જીરે મારે કરી
સંલેખણુ સાર૦ ચૈત્ર સુદી પુનમ વલી ॥ જીરેજી ॥ જીરે
મારે પામી કેવલ નાણુ અજરામર સુખ પામીયા ॥ જીરેજી ॥
જીરે મારે સાદી અનંત નિવાસ, જન્મ જરા દુઃખ વામીયા
॥ જીરેજી ॥ ૫ ॥ જીરે મારે દ્રાવિડને વારિષેણુ, દશકોડી
મુની પરીવારશું ॥ જીરેજી ॥ જીરે મારે કાર્તિક પુનમ
દિન સાર હું વંદુ ભલા ભાવશું ॥ જીરેજી ॥ જીરે મારે
વિદ્યાધર મુનીરાય, નમી વિનમિ વખાણીએ ॥ જીરેજી
॥ જીરે મારે બે કોડી મુની સંજુત, અવ્યાબાધ સુખ
પામીયા ॥ જીરેજી ॥ ૬ ॥ જીરે મારે સાગરચંદ
મુનીરાય, ત્રણુ કોડી પરીવારશું ॥ જીરેજી ॥ જીરે
મારે સોમજશા અણુગાર, તેર કોડી ભલા ભાવશું ॥ જીરેજી ॥
જીરે મારે દમી તારી નીસહ્ન, ચઉદ સહસ સું સિદ્ધ થયા
॥ જીરેજી ॥ જીરે મારે બાહુબલી બલવંત, એક સહસ
આઠશું શિવ ગયા ॥ જીરેજી ॥ ૭ ॥ જીરે મારે પાંડવ
પાંચ જુઆર, વીશ કોડિ પરીવારશું ॥ જીરેજી ॥ જીરે મારે
આસો પુનમ દિન સાર, મુક્તિ વર્યા ભલે ભાવશું ॥ જીરેજી ॥
જીરે મારે ઈત્યાદિક અનેક, કાંકરે કાંકરે સિદ્ધ થયા ॥ જીરેજી ॥
જીરે મારે એ તીરથ આધાર, કર્મ ખપાવી મોક્ષે ગયા

જીરેજી ॥ ૮ ॥ જીરે મારે જાત્રા નવાણું એહ, જે કરશે ભલા ભાવશું ॥ જીરેજી ॥ જીરે મારે તે તરશે સંસાર, ન પડે ભવના દાવશું ॥ જીરેજી ॥ જીરે મારે જીન ઉત્તમ મહારાજ, પાય પદ્મ તસ નામીયે ॥ જીરેજી ॥ જીરે મારે રૂપ વિજય કવિરાય, શિવ સુખ લક્ષ્મી પામીયે ॥ ॥ જીરેજી ॥ ૯ ॥ ઈતિ ॥

## अथ श्री सिध्धगिरि स्तुतिना दुहा (१०८) ॥६१॥

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ,
પરમાતમ પરમેસરૂ, પ્રણમું પરમ મુનીશ. ૧
જય જય જગપતિ જ્ઞાન ભાન, ભાસિત લોકાલોક,
શુદ્ધ સ્વરૂપ સમાધિમય, નમિત સુરાસુર થોક ૨
શ્રી સિધ્ધાચલ મંડણો, નાભિ નરેસર નંદ;
મિથ્યામતિ મત ભંજણો, ભવિ કુમુદાકરચંદ. ૩
પૂરવ નવાણું જસ સિરે, સમવસર્યા જગનાથ;
તે સિધ્ધાચલ પ્રણમીએ, ભકતેં જોડી હાથ. ૪
અનંત જીવઈણ ગિરિવરેં, પામ્યા ભવનો પાર;
તે સિધ્ધાચળ પ્રણમીયે, લહિએ મંગલ માલ ૫
જસ શિર મુકુટ મનોહરૂ, મરૂદેવીનો નંદ;
તે સિધ્ધાચલ પ્રણમીએ, રૂદ્ધિ સદા સુખ વૃંદ. ૬
મહીમા જેહનો દાખવા, સુરગુરૂ પણ મતિ મંદ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પ્રગટે સહજાનંદ. ૭

સત્તા ધર્મ સમારવા, કારણ જેહ પડુર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, નાસે અઘ સવિ દૂર. ૮
કર્મ કાટ સવિ ટાળવા, જેહનું ધ્યાન હુતાશ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પામીજે સુખવાસ. ૯
પરમાનંદ દશા લહે, જસ ધ્યાને મુનિરાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પાતક દૂર પલાય. ૧૦
શ્રધ્ધા ભાસણ રમણતા, રત્નત્રયીનું હેતુ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ભવ મકરાકર સેતુ. ૧૧
મહાપાપી પણ નિસ્તર્યા. જેહનું ધ્યાન સુહાય.
તે તીર્થેશ્વર પ્રણમીએ. સુરનર જસ ગુણ ગાય. ૧૨
પુંડરિક ગણધર પ્રમુખ, સિદ્ધા સાધુ અનેક;
તે તીર્થેશ્વર પ્રણમીએ. આણી હૃદય વિવેક. ૧૩
ચંદ્ર શેખર સ્વસા પતિ, જેહને સંગે સિદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જે પામી નિજ ઋધ્ધ. ૧૪
જલચર ખેચર તિરિય સેવે, પામ્યા આતમ ભાવ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ભવજલ તારણ નાવ. ૧૫
સંઘયાત્રા જેણે કરી; કીધા જેણે ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, છેદીજે ગતિ ચાર. ૧૬
પુષ્ટિ શુદ્ધ સંવેગ રસ, જેહને ધ્યાને થાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, મિથ્યા મતી સર્વ જાય. ૧૭
સુરતરૂ સુરમણિ સુરગવિ, સુરઘટ સમ જસ ધ્યાય;

તે તીર્થેશ્વર પ્રણમીએ, પ્રગટે સુદ્ધ સ્વભાવ. ૧૮

સુરલોકે સુર સુંદરી, મલી મલી થોકે થોક;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ગાવે જેના શ્લોક. ૧૯

યોગીશ્વર જસ દર્શને, ધ્યાન સમાધિ લીન;
તે તીર્થેશ્વર પ્રણમીએ, હુવા અનુભવ રસ લીન. ૨૦

માનુ ગગને સૂર્ય શશી, દિયે પ્રદક્ષિણા નિત્ય,
તે તીર્થેશ્વર પ્રણમીએ, મહિમા દેખણ ચિત્ત. ૨૧

સુર અસુર નર કિન્નરા, રહે છે જેહને પાસ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પામે લીલ વિલાસ. ૨૨

મંગળકારી જેહની, મૃતિકા હરિ ભેટ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, કુમતિ કદાગ્રહ મેટ. ૨૩

કુમતિ કોશિક જેહને, દેખી ઝાંખા થાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સવિ તસ મહિમા ગાય. ૨૪

સૂરજ કુંડના નીરથી, આધિ વ્યાધિ પલાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જસ મહિમા ન કહાય. ૨૫

સુંદર ટુંક સોહામણો, મેરૂસમ પ્રાસાદ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, દુર ટલે વિખવાદ. ૨૬

દ્રવ્ય ભાવ વૈરી તણી, જિહાં આવે હોય શાંતિ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જાયે ભવની ભ્રાંતિ. ૨૭

જગ હિતકારી જિનવરા, આવ્યા એણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જસ મહિમા ઉદ્દામ. ૨૮

નદી શત્રુંજી સ્નાનથી, મિથ્યા મલ ધોવાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સવિજનને સુખદાય. ૨૯
આઠ કર્મ જે સિદ્ધગિરે, ન દીયે તિવ્ર વિપાક;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જિહાં નવી આવે કાક. ૩૦
સિદ્ધ શિલા તપનીયમય, રત્ન સ્ફાટિક ખાણ,
તે તીર્થેશ્વર પ્રણમીએ, પામ્યા કેવલ નાણ. ૩૧
સોવન રૂપા રત્નની, ઓષધિ જાત અનેક;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ન રહે પાતક એક. ૩૨
સંયમ ધારી સંયમે, પાવન હોય જિણ ક્ષેત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, દેવા નિર્મળ નેત્ર. ૩૩
શ્રાવક જિહાં શુભ દ્રવ્યથી, ઓચ્છવ પુજા સ્નાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પોવે પાત્ર સુપાત્ર. ૩૪
સ્વામિવત્સલ પુણ્ય જિહાં, અનંત ગુણ કહેવાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સોવન ફૂલ વધાય. ૩૫
સુંદર જાત્રા જેહની, દેખી હરખે ચિત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ત્રિભુવન માંહે વિદિત્ત. ૩૬
પાલીતાણું પુર ભલું, સરોવર સુંદરપાલ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જાએ સકળ જંજાળ. ૩૭
મન મોહન પાગે ચઢે, પગ પગ કમ ખપાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ગુણ ગુણિ ભાવ લખાય. ૩૮
જેણે ગિરિ રૂંખ સોહામણાં, કુંડે નિર્મળ નીર;

તે તીર્થેશ્વર પ્રણમીએ, ઉતારે ભવ તીર. ૩૯

મુક્તિ મંદિર સોપાન સમ, સુંદર ગિરવર પાજ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, લહિએ શિવપુર રાજ. ૪૦

કર્મ કોટિ અઘવિકટ ભટ, દેખી ધ્રુજે અંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ. દિન દિન ચઢતે રંગ. ૪૧

ગૌરી ગિરવર ઉપરે, ગાવે જિનવર ગીત;
તે તીર્થેશ્વર પ્રણમીએ; સુખે શાસન રીત. ૪૨

કવડ યક્ષ રખવાલ જસ, અહનીશ રહે હજૂર,
તે તીર્થેશ્વર પ્રણમીયે; અસૂરાં રાખે દૂર. ૪૩

ચિત્ત ચાતુરી ચક્રેસરી, વિઘ્ન વિનાસણહાર,
તે તીર્થેશ્વર પ્રણમીયે, સંગ તણી કરે સાર. ૪૪

સુરવરમાં મઘવા યથા, ગ્રહ ગણમાં જિમચંદ;
તે તીર્થેશ્વર પ્રણમીયે; તિમ સવિ તીરથ ઇંદ ૪૫

દીઠે દુર્ગતિ વારણો, સમર્યો સારે કાજ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, સવિ તીર્થ સિરતાજ. ૪૬

પુંડરિક પંચ કોડીસું, પામ્યા કેવલ નાણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, કર્મ તણી હોઇ હાણ ૪૭

મુનિવર કોડી દસ સાહત, દ્રવિડ અને વારિખેણ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ચઢિયા શિવ નિશ્રેણ. ૪૮

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડિ મુનિ સાથ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પામ્યા શિવપુર આથ. ૪૯

રૂષભ વંસી નરપતિ ઘણા, ઈણે ગિરિ પોતા મોક્ષ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ટાલ્યા ઘાતિક દોષ ૫૦

રામ ભરત બિંહુ બાંધવા, ત્રણ કોડિ મુની સુત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, ઇણે ગિરિ શિવ સંપત્ત. ૫૧

નારદ મુનિવર નિર્મળો સાધુ એકાણું લાખ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પ્રવચન પ્રગટ એ ભાખ, ૫૨

સાંબ પ્રદ્યુમ્ન ઋષિ કહ્યા, સાઢી આઠે કોડિ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પૂર્વ કર્મ વિછોડી. ૫૩

થાવચ્ચા સુત સહસસું, અણસણ રંગે કીધ,
તે તીર્થેશ્વર પ્રણમીયે, વેગે શીવપદ લીધ. ૫૪

શુક પરમાચારજ વળી, એક સહસ અણગાર;
તે તીર્થેશ્વર પ્રણમીયે પામ્યા શિવપુર દ્વાર. ૫૫

શૈલ સૂરિ મુનિ પાંચસેં, સહિત હુઆ શિવનાહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, અંગે ધરી ઉત્સાહ. ૫૬

ઇમ બહુ સિદ્ધા ઇણે ગિરે, કહેતાં નાવે પાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શાસ્ત્ર માંહે અધિકાર. ૫૭

બીજ ઈહાં સમકિત તણું, રોપે આતમ ભોમ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ટાળે પાતક સ્તોમ. ૫૮

બ્રહ્મ સ્ત્રી ભ્રૂણ ગો–હત્યા, પાપે ભારિત જેહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પોહોત્યા શિવપૂર છેહ. ૫૯

જગ જોતાં તીરથ સવે, એ સમ અવર ન દીઠ;

તે તીર્થેશ્વર પ્રણમીએ, તીર્થ માંહે ઉત્કિષ્ટ. ૬૦
ધન ધન સોરઠ દેશ જિહાં, તીરથ માંહે સાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જન પદમાં શિરદાર. ૬૧
અહનિશ આવત ઢુંકડા. તે પણ જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પામ્યા શીવ વધુ રંગ. ૬૨
વિરાધક જીન આણના, તે પણ હુવા વિશુદ્ધ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પામ્યા નિર્મળ બુદ્ધ. ૬૩
મહા મ્લેચ્છ શાસન રિપુ, તે પણ હુવા ઉપસંત,
તે તીર્થેશ્વર પ્રણમીયે, મહિમા દેખી અનંત. ૬૪
મંત્ર યોગ અંજન સવે, સિદ્ધ હુવે જિણ ઠામ,
તે તીર્થેશ્વર પ્રણમીએ, પાતક હારી નામ ૬૫
સુમતિ સુધારસ વરસતે, કર્મ દાવાનલ સંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ઉપસમ તસ ઉલ્લસંત. ૬૬
શ્રુત ધર નિતુ નિતુ ઉપદીશે, તત્વા તત્વ વિચાર,
તે તીર્થેશ્વર પ્રણમીએ, એહ ગુણયુત શ્રોતાર. ૬૭
પ્રિય મેલક ગુણ ગણ તણું, કીર્તિ કમલા સિંધુ.
તે તીર્થેશ્વર પ્રણમીએ, કલિકાલે જગબંધુ. ૬૮
શ્રી શાંતિ તારણ તરણ, જેહની ભક્તિ વિશાલ,
તે તીર્થેશ્વર પ્રણમીએ, દિન દિન મંગલ માલ ૬૯
શ્વેત ધ્વજા જસ લહકતી, ભાખે ભવિને એમ,
તે તીર્થેશ્વર પ્રણમીએ, ભ્રમણ કરો છો કેમ. ૭૦

સાધક સિધ્ધ દિશા ભણી, આરાધે એક ચિત,
તે તીર્થેશ્વર પ્રણમીએ, સાધન પરમ પવિત્ત. ૭૧

સંઘપતિ થઈ એહની, જે કરે ભાવે યાત્ર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, તસ હોય નિર્મળ ગાત્ર. ૭૨

શુધ્ધાતમ ગુણ રમણતા, પ્રગટે જેહને સંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, જેહનો જસ અભંગ. ૭૩

રાયણ વૃક્ષ સોહામણો, જિહાં જીનેશ્વર પાય,
તે તીર્થેશ્વર પ્રણમીએ, સેવે સુરનર રાય. ૭૪

પગલાં પૂજી રૂષભનાં, ઉપશમ જેહને ચંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સમતા પાવન અંગ. ૭૫

વિદ્યાધરજ મલે બહુ, વિચરે ગિરિવર શ્રૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ચઢતે નવરસ રંગ. ૭૬

માલતી મોગર કેતકી, પરિમલ મોહે ભૃંગ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પૂજે ભવિ એકંગ. ૭૭

અજિત જીનેસર જિહાં રહ્યા, ચોમાસું ગુણ ગેહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, આણી અવિહડ નેહ. ૭૮

શાંત જિનેસર સોળમા, સોળ કસાય કરી અંત,
તે તીર્થેશ્વર પ્રણમીએ, ચતુર માસ રહંત. ૭૯

નેમિ વિના જિનવર સર્વે, આવ્યા જેણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શુદ્ધ કરે પરિણામ. ૮૦

નમિ નેમ જીન અંતરે, અજીત શાંતિ સ્તવ કીધ;

તે તીર્થેશ્વર પ્રણમીએ, નંદિષેણ પ્રસિદ્ધ. ૮૧
ગણધર મુનિ ઉવજ્ઝાય તિમ, લાભ લહ્યા કેઇ લાખ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, જ્ઞાન અમૃત રસ ચાખ. ૮૨

નિત્ય ઘંટા ટંકારવે, રણુજણે ઝલ્લરીનાદ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, દુંદુભી માદલવાદ. ૮૩
જિણે ગિરે ભરત નરેશ્વરે, કીધો પ્રથમ ઉદ્ધાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, મણિમય મૂરતિ સાર. ૮૪

ચોમુખ ચઉગતિ દુઃખ હરે, સોવનમય સુવિહાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, અક્ષય સુખ દાતાર. ૮૫
ઇત્યાદિક મોટા* કહ્યા, સોળ ઊદ્ધાર સફાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, લઘુ અસંખ્ય વિચાર. ૮૬
દ્રવ્ય ભાવ વૈરી તણો, જેહથી થાયે અંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શત્રુંજય સમરંત. ૮૭
પુંડરિક ગણધર હુઆ, પ્રથમ સિદ્ધ ઇણે ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પુંડરિક ગિરિ નામ. ૮૮
કાંકરે કાંકરે ઇણે ગિરિ, સિદ્ધ હુઆ સુપવિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સિદ્ધક્ષેત્ર સમચિત. ૮૯

મલ દ્રવ્ય ભાવ વિશેષથી, જેહથી જાએ દુર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, વિમલાચલ સુખ પૂર. ૯૦
સુરવરા બહુ જે ગિરી, નિવસે નિર્મળ ઠામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સુરગિરિ નામ પ્રમાણ. ૯૧

પરવત સહુ માંહે વડો, મહાગિરિ તેણે કહંત;
તે તીર્થેશ્વર પ્રણમીએ, દર્શન લહે પુણ્યવંત. ૯૨
પુણ્ય અનર્ગલ જેહથી, થાયે પાપ વિનાશ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, નામ ભલું પુણ્ય રાસ. ૯૩
લક્ષ્મી દેવી જે ભણ્યો, કુંડે કમલ નિવાસ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પદ્મ નામ સુવાસ. ૯૪
સવિ ગિરિમાં સુરપતિ સમો, પાતક પંક વિલાત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પર્વત ઈંદ્ર વિખ્યાત. ૯૫
ત્રિભુવનમાં તીરથ સવે, તેમાં મ્હોટો એહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, મહા તીર્થ જસ રેહ. ૯૬
આદિ અંત નહીં જેહની, કોઈ કાળે ન વિલાય;
તે તીર્થેશ્વર પ્રણમીએ, શાશ્વત ગિરિ કહેવાય. ૯૭
ભદ્ર ભલા જે ગિરિવરે, આવ્યા હોય અપાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, નામ સુભદ્ર સંભાર. ૯૮
વિર્ય વધે શુભ સાધુને, પામી તીરથ ભક્તિ;
તે તીર્થેશ્વર પ્રણમીયે, નામે જે દ્રઢ શક્તિ. ૯૯
શિવ ગતિ સાધે જે ગિરે, તે માટે અભિધાન;
તે તીર્થેશ્વર પ્રણમીએ, મુક્તિ નિલય ગુણ ખાણ; ૧૦૦
ચંદ્ર સૂરજ સમકિત ધરી, સેવ કરે શુભ ચિત્ત;
તે તીર્થેશ્વર પ્રણમીયે, પુષ્ફદંત વિદિત્ત. ૧૦૧
ભીતિ ન રહે ભવજલ થકી, જે ગિરિ લહે નિવાસ;

તે તીર્થેશ્વર પ્રણમીએ, મહા પદ્મ સુવિલાસ. ૧૦૨
ભુમિ ધરિ જે ગિરિવરે, ઉદધિ ન લોપે લીહ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પૃથ્વી પીઠ અનીહ. ૧૦૩
મંગળ સવિ મળવાતણું, પીઠ એહ અભિરામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, ભદ્ર પીઠ જસ નામ. ૧૦૪
મૂળ જસ પાતાલમેં, રત્નમય મનોહાર;
તે તીર્થેશ્વર પ્રણમીએ, પાતાળ મુળ વિચાર. ૧૦૫
કર્મ ક્ષય હોય જિહાં, હોય સિદ્ધ સુખ કેલ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, અકર્મ કરે મન મેલ. ૧૦૬
કામિત સવિ પૂરણ હોય, જેહનું દરિસણ પામ;
તે તીર્થેશ્વર પ્રણમીએ, સર્વ કામ મન ઠામ. ૧૦૭
ઇત્યાદિક એકવિસ ભલાં, નિરૂપમ નામ ઉદાર;
જે સમર્યા પાતક હરે, આતમ શકિત અનુહાર. ૧૦૮

### કળસ.

ઈમ તીર્થ નાયક સ્તવન લાયક, સંથુણ્યો શ્રી સિદ્ધગિરિ;
અઠોત્તર સય ગાહ સ્તવને, પ્રેમ ભકતે મન ધરી.
શ્રી કલ્યાણ સાગર સુરિ શિષ્યે, શુભ જગીશે સુખ કરી;
પુણ્ય મહોદય સકળ મંગળ, વેલિ સુજશે જય સિરિ. ॥૧૦૯॥

## श्री सिध्धाचलना २१ नामना २१ दुहा ॥७०॥

૧ સિદ્ધાચલ સમરો સદા, સોરઠ દેશ મઝાર;
મણુઅ જનમ પામી કરી, વંદો વાર હઝાર. ૧

અંગ વસન મન ભૂમિકા, પૂજોપગરણુ સાર;
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર. ૨
કાર્તિક શુદિ પુનમ દિને, દશ કોટી પરિવાર;
દ્રાવિડ વારિખિલ્લજી, સિદ્ધ થયા નિરધાર. ૩
તિણે કારણ કાર્તિકે દિને, સંઘ સકલ પરિવાર;
આદિજિન સનમુખ રહી, ખમાસમણ બહુવાર. ૪
એકવીસ નામે વરણવ્યું, તિહાં પહેલું અભિધાન;
શત્રુંજય શુકરાયથી, જનક વચન બહુ માન. ૫
અહિંઆ "સિદ્ધાચલ સમરો સદા" એ દુહો
પ્રત્યેક ખમાસમણ દીઠ કહેવો;

૨ સમોસર્યા સિદ્ધાચળે, પુંડરીક ગણધાર;
લાખ સવા માહાત્તમ કહ્યું, સુરનર સભામઝાર. ૬
ચૈત્રી પુનમને દિને, કરી અણસણ એક માસ;
પાંચ કોડી મુનિ સાથસું, મુક્તિ નિલયમાં વાસ. ૭
તિણે કારણ પુંડરિક ગિરિ, નામ થયું વિખ્યાત;
મન વચ કાયે વંદીએ, ઉઠી નિત્ય પ્રભાત. ૮ સિ૦

૩ વીસ કોડીસું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ;
ઇમ અનંત મુકતે ગયા, સિદ્ધ ક્ષેત્ર તિણે નામ. ૯ સિ૦

૪ અડસઠ તીરથ ન્હાવતાં, અંગ રંગ ઘડી એક;
તુંબી જલ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક. ૧૦
ચંદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મલધામ;

અચલ પદે વિમલા થયા, તિણે વિમલાચલ નામ. ૧૧

૫ પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય;
સિદ્ધ હુઆ સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય. ૧૨

અથવા ચઉદે ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક;
તિણે સુરગિરિ નામે નમું, જિહાં સુરવાસ અનેક. ૧૩ સિ૦

૬ એસી યોજન પૃથુલ છે, ઉંચપણે છવીસ;
મહિમા એ મોટો ગિરિ, મહાગિરિ નામ નમીશ. ૧૪ સિ૦

૭ ગણધર ગુણવંતા મુનિ, વિશ્વમાંહે વંદનીક;
જેહવો તેહવો સંયમી, વિમલાચલ પૂજનીક. ૧૫

વિપ્રલોક વિખધર સમા, દુઃખીઆ ભૂતલ માન;
દ્રવ્ય લિંગી કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન. ૧૬

શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુણ્યનું કામ;
પુણ્યની રાસિ વધે ઘણી, તેણે પુણ્યરાસિ નામ. ૧૭ સિ૦

૮ સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન;
કર્મ વિયોગે પામીઆ, કેવલ લક્ષ્મી નિધાન. ૧૮

લાખ એકાણું શિવ વર્યા, નારદશું અણગાર,
નામ નમો તેણે આઠમું, શ્રીપદ્મગિરિ નિરધાર. ૧૯ સિ૦

૯ શ્રી સીમંધર સ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ;
ઈંદ્રની આગે વર્ણવ્યો, તેણે એ ઈંદ્ર પ્રકાશ. ૨૦ સિ૦

૧૦ દશ કોટી અણુવ્રત ધરા, ભકતે જમાડે સાર;
જૈન તીર્થ યાત્રા કરી, લાભ તણો નહિ પાર. ૨૧

તેહ થકી સિદ્ધાચલે, એક મુનિને દાન;
દેતાં લાભ ઘણો હુવે, મહાતીર્થ અભિધાન. ૨૨ સિ૦
૧૧ પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાલ અનંત;
શત્રુંજય મહાતમ સુણી, નમો શાશ્વત ગિરિ સંત. ૨૩ સિ૦
૧૨ ગૌ નારી બાળક મુનિ, ચઉહત્યા કરનાર,
યાત્રા કરતાં કાર્તિકી, ન રહે પાપ લગાર. ૨૪
જે પરદારા લંપટી, ચોરીના કરનાર;
દેવ દ્રવ્ય ગુરૂ દ્રવ્યના, જે વળી ચોરણહાર. ૨૫
ચૈત્રી કાર્તિક પૂનમે, કરે યાત્રા ઇણે ઠામ;
તપ તપતાં પાતિક ગલે, તિણે દૃઢ શક્તિ નામ. ૨૬ સિ૦
૧૩ ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા સુત જેહ,
સહસ્સ મુનિશું શિવ વર્યા, મુક્તિ નિલયગિરિ તેહ. ૨૭ સિ૦
૧૪ ચંદાસૂરજ બિહુ જણા, ઉભા ઇણે ગિરિ શ્રૃંગ;
કરી વર્ણવને વધાવીયો, પુષ્પદંત ગિરિ રંગ. ૨૮ સિ૦
૧૫ કર્મ કલણ ભવ જલ તજી, ઇહાં પામ્યા શિવ સદ્મ;
પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગિરિ મહા પદ્મ. ૨૯ સિ૦
૧૬ શિવ વહુ વિવાહ ઉત્સવે, મંડપ રચીયો સાર;
મુનીવર વર બેઠક ભણી, પૃથ્વી પીઠ મનોહાર. ૩૦ સિ૦
૧૭ શ્રી શુભદ્ર ગીરી નમો, ભદ્ર તે મંગલ રૂપ;
જલતરૂરજ ગીરીવર તણી, શીસ ચઢાવે ભૂપ. ૩૧ સિ૦
૧૮ વિદ્યાધર સુર અપચ્છરા, નદી શત્રુંજી વીલાસ;

કરતા હરતા પાપને, ભજીયે ભવી કૈલાસ. ૩૨ સિ૦

૧૯ બીજા નીરવાણી પ્રભુ, ગઇ ચોવીશી મઝાર,
તસ ગણધર મુનીમાં વડા, નામે કદંબ અણગાર. ૩૩
પ્રભુ વચને અણસણ કરી, મુક્તિ પુરીમાં વાસ;
નામે કદંબ ગીરી નમો, તો હોય લીલ વીલાસ. ૩૪ સિ૦

૨૦ પાતાલે જશ મૂલ છે, ઉજ્વલ ગીરીનું સાર,
ત્રીકરણ યોગે વંદતાં, અલ્પ હોયે સંસાર. ૩૫ સિ૦

૨૧ તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદીક સુખ ભોગ;
જે વંછે તે સંપજે, શીવ રમણી સંયોગ. ૩૬
વીમલાચલ પરમેષ્ટીનું, ધ્યાન ધરે ખટ માસ;
તેજ અપુરવ વીસ્તરે, પુગે સઘળી આશ. ૩૭
ત્રીજે ભવ સિદ્ધિ લહે, એ પણ પ્રાયીક વાચ;
ઉત્કૃષ્ટા પરીણામથી, અંતર મૂહુર્ત સાચ. ૩૮
સર્વ કામ દાયક નમો, નામ કરી ઓલખાણ;
શ્રી શુભવીર વીજય પ્રભુ, નમતાં કોડ કલ્યાણ. ૩૯ સિ૦

# अथ श्री सिद्धाचल तीर्थराजनुं स्तवन ॥ ७१ ॥

રાગ પંથીડાની દેશી.

શેત્રુંજા શિખર સોહામણુંરે લાલ, જિહાં શ્રી ઋષભજિનરાય;
॥ રૂડા પંથીડા૦ ॥
ભાવે ભવિયણ ભેટતાંરે લાલ, પાતિક દુરે પલાય.
રૂડા પંથીડા૦ ॥ શેત્રુંજા. ॥ ૧ ॥

નયણે નિરખ્યો દૂરથીરે લાલ, શ્રી સિદ્ધાચળ સાર; ॥રૂડા૦॥
આંગી આણંદ ઉલ્લસ્યોરે લાલ, સફલ થયો અવતાર.
રૂડા૦ ॥ શેત્રુંજા૦ ॥૨॥

પાલીતાણા શહેર સોહામણુંરે લાલ, જિહાં શ્રી આદિ
પ્રસાદ; રૂડા૦
પહેલાં પૂજી તેહનેરે લાલ, દુર કરી પ્રમાદ. રૂડા૦ શે૦ ॥૩॥
લલિતા સર લહેરો લિયેરે લાલ, શીતલ તરૂવર છાંય, રૂડા૦
શેત્રુંજા ગિરિ ચઢવા ભણીરે લાલ, હિયડલું હરખિત થાય.
રૂડા૦ ॥ શે૦ ॥૪॥

પાજે ચઢતાં પાછલાંરે લાલ પાતકડાં સવિ જાય; રૂડા૦
પરબે પરબે પાદુકારે લાલ, પેખંતાં ભવ દુઃખ જાય.
રૂડા૦ ॥ શે૦ ॥૫॥

દરવાજે વાઘણતણેરે લાલ, પેશી કીધ પ્રણામ; રૂડા૦
ચવરી નેમિ જિણંદનીરે લાલ, સ્વર્ગ બારીને ઠામ
રૂડા૦ ॥ શે૦ ॥૬॥

પ્રદક્ષિણા દીજે તિહાંરે લાલ, પુંડારક ગણધાર; રૂડા ૦॥
સહસ જિણેસર બિંબનો રે લાલ, જિહાં સહસ્રકૂટ મનોહાર.
રૂડા૦ ॥ શે૦ ॥૭॥
રાયણ તલે પ્રભુ પાદુકારે લાલ, પ્રણમતાં પાવન મન; રૂડા૦
ગણધર પગલાં પૂજતાંરે લાલ, ચઉદસસેં ને બાવન.
રૂડા૦ ॥ શે૦ ॥૮॥

મૂલ ગભારે આવીયોરે લાલ, ગજ ચડયાં મરૂદેવીમાય રૂડા૦
મૂરતિ ભરત ભૂપાલનીરે લાલ, નિરખતાં સુખ થાય;
રૂડા૦ ॥ શે૦ ॥૯॥

શ્રી રિસહેસર વંદીયારે લાલ, કીજે સફળ અવતાર; રૂડા૦
ભવ ભય ભાવઠ મેટીયારે લાલ, દીઠે પ્રભુ દીદાર.
રૂડા૦ ॥ શે૦ ॥૧૦॥

ગોમુખ દેવી ચક્રેસરીરે લાલ, કવડ જક્ષ અહિઠાણ; રૂડા૦
શત્રુંજય સાનિધકારકુરે લાલ, એ મૂળ પ્રાસાદ મંડાણ.
રૂડા૦ ॥ શે૦ ॥૧૧॥

પ્રૌઢી પ્રતિમા વંદીએરે લાલ, અદભુદ આદી જિણંદ; રૂડા૦
ટુંક મરૂદેવી માયનોરે લાલ, દેહરૂં શાંતિને અજિત જિણંદ.
રૂડા૦ ॥ શે૦ ॥૧૨॥

પાંચ પાંડવની દેહરીરે લાલ, ચોમુખે આદિ જિણંદ; રૂડા૦
તિહાં ગણધરની પાદુકારે લાલ, પ્રણમતાં અધિક આણંદ.
રૂડા૦ ॥ શે૦ ॥૧૩॥

અનુક્રમે સૂરજ કુંડથીરે લાલ, પ્રદક્ષિણા દેવાય. રૂડા૦
નિર્મલ ચંદન તલાવડીરે લાલ, જિહાં સીધ્યા ઋષિ રાય.
રૂડા૦ ॥ શે૦ ॥૧૪॥

રયણમય પ્રતિમા મૂલગીરે લાલ, પાંચસેં ધનુષ પ્રમાણ. રૂડા૦
નમણ કહી જે તેહનુંરે લાલ, ઉલખા ઝોલિ તસ નામ.
॥ રૂડા૦ ॥ શે૦ ॥૧૫॥

સિધ્ધ વડતળે પગલાં નમીરે લાલ, ચઢીયઆદીપુર પાજ; રૂડા૦
ફરીને ઋષભજિન ભેટતાંરે લાલ, મોરા સીધ્યાં સઘળાંકાજ.
॥ રૂડા૦ ॥ શે૦ ॥૧૬॥
એણીપરે દેઈ પ્રદક્ષિણારે લાલ, ફરસે વિમલગિરિ જેહ; રૂડા૦
નરક તિરિયગતિ નિરદલેરે લાલ, શુભ ગતિ પામે તેહ.
॥ રૂડા૦ ॥ શે૦ ॥૧૭॥
સિદ્ધ અનંતા ઇહાં થયારે લાલ, પામ્યા ભવનો પાર રૂડા૦
પ્રથમ જિણંદ સમોસર્યારે લાલ, પૂરવ નવાણું વાર.
॥ રૂડા ॥ શે૦ ॥૧૮॥
ધન્ય દિન વેળા તે ઘડીરે લાલ, સફળ ગણું અવતાર; રૂડા૦
નયણે નિરખ્યાં નેહશુંરે લાલ, જિહાં નાભિ નરીંદ મલ્હાર.
॥ રૂડા૦ ॥ શે૦ ॥૧૯॥
નીતુ નીતુ કીજીયે વંદનારે લાલ, પ્રહસમે મનહજગીસ, રૂડા૦
ધીર વિમલ કવિરાજનોરે લાલ, કહે નય વિમલ સુશિષ્ય.
॥ રૂડા૦ ॥ શે૦ ॥૨૦॥

## श्री सिध्धाचलजीनुं स्तवन ॥ ७२ ॥

રાગ—રામગીરી.

વીમલ ગીરીવર શીખર સુંદર, સકલ તીરથ સારરે;
નાભી નંદન ત્રિજગવંદન, ઋષભજીન સુખકારરે ॥
વીમલ૦ ॥૧॥
ચૈત્ય તરૂવર રૂખરાયણ, તળે અતી મનોહારરે;

નાભીનંદન તણાં પગલાં, ભેટતાં ભવપારરે ॥
વીમલ૦ ॥ ૨ ॥

સમવસરીયા આદી જીનવર, જાણી લાભ અનંતરે;
અજીત શાંતિ ચોમાસું રહીયા, એમ અનેક મહંતરે ॥
વીમલ૦ ॥ ૩ ॥

સાધુ સીધ્યા જીહાં અનંતા, પુંડરીક ગણધારરે;
શાંબને પ્રધુમ્ન પાંડવ, પ્રમુખ બહુ અણગારરે ॥
વીમલ૦ ॥ ૪ ॥

નેમીજીનનો શિષ્ય થાવચ્ચો, સહસ અઢી (૨૫૦૦) પરીવારરે;
અંતગડજી સૂત્ર માંહી, જ્ઞાતા સૂત્ર મઝારરે ॥ વીમલ૦ ॥૫॥

ભાવશું ભવી જેહ ફરશે, સિદ્ધ ક્ષેત્ર સુઠામરે;
નરક તીરી ગતી દોઈ વારે, જપે લાખ જીન નામરે ॥
વીમલ૦ ॥ ૬ ॥

રયણમય શ્રી ઋષભ પ્રતિમા, પંચસયા ધનુમાનરે;
નીત્ય પ્રત્યે જીહાં ઈંદ્ર પૂજે, દુસમ સમય પ્રમાણરે ॥
વીમલ૦ ॥ ૭ ॥

ત્રીજે ભવે જે મુકતી પહોંચે, ભવીક ભેટે તેહરે;
દેવ સાનીધે સકલ વંછીત, પૂરવે સસ્નેહરે ॥ વીમલ૦ ॥૮॥

એણીપરે જેહનો સબલ મહિમા, કહ્યો શાસ્ત્ર મોઝારરે;
જ્ઞાન વીમલગીરી ધ્યાન ધરંતાં, મુજ આવાગમન નીવારરે ॥
વીમલ૦ ॥ ૯ ॥

# श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ७३ ॥

રાગ—પંજાબી.

સીતા રામકો પરમ જસ ગાવનારે—એ દેશી.

ગિરિરાજકા પરમ જસ ગાવનારે, વીતરાગકા ગીત રસ ગાવનારે,
અતિ બહુ માન સુધ્યાન રસીલે, જીનપદ પદ્મ દેખાવનારે ॥
ગિરિ૦ ॥ ૧ ॥

પ્રભુ તુમ છોડી અવરકે દ્વારે, મેરે કબહુ ન જાવનારે ॥
ગિરિ૦ ॥ ૨ ॥

જ્યું ચાતકકે જલદસ લિલવણુ, સરોવર નીર ન ભાવનારે ॥
ગિરિ૦ ॥ ૩ ॥

જ્યું અધ્યાતમ ભવ વેદીકું, કબહું ઓર ન ધ્યાવનારે ॥
ગિરિ૦ ॥ ૪ ॥

સામ્યભવન મન મંડપ માંહિ, આયવસેં પ્રભુ પાવનારે ॥
ગિરિ૦ ॥ ૫ ॥

આદિકરણુકે આદીશ્વર જીન શત્રુંજય શિખર સુહાવનારે ॥
ગિરિ૦ ॥ ૬ ॥

ભરત ભૂપતિકે વીરચીત ગિરિતટ, પાલીતાણું નયર
દેખાવનારે ॥ ગિરિ૦ ॥ ૭ ॥

જ્ઞાન વીમલ પ્રભુ ધ્યાન કરતથે, પરમાનંદ પદ પાઉનારે ॥
ગિરિ૦ ॥ ૮ ॥

# શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૭૪ ॥

રાગ–ચાલો ચાલો વીમલગિરિ જઈયેરે–એ દેશી.

હાંરે મને આછીરાય બતાવેરે,
હાંરે મને નીકીરાય બતાવેરે ॥ નાગર સજ્જનાંરે ॥
હાંરે કોઈ શત્રુંજયરાય બતાવેરે,
હાંરે વીમલાચળ તીર્થ બતાવેરે ॥ નાગર૦ ॥ ૧ ॥
દેઉં તસ માનને અરથ સમાનરે,
જો તારે દીલ આવેરે ॥ નાગર૦ ॥ ૨ ॥
અતીહી ઉમહીઓને બહુ દીન વહીઓરે,
ચારે પાજ ચઢાવેરે ॥ નાગર૦ ॥ ૩ ॥
ધવલ દેવાલયાને સુરપતિ મળીયારે,
માનવનાં વૃંદ આવેરે ॥ નાગર૦ ॥ ૪ ॥
નીરખી નીરખીને હરખીત હોઈરે,
પરખી ચાતક ઘન પાવેરે ॥ નાગર૦ ॥ ૫ ॥
ધન ધન નરપતિ ધન ધન ગૃહપતિ,
સંઘપતિ તિલક ધરાવેરે ॥ નાગર૦ ॥ ૬ ॥
સકળ તીરથમાં મહિમા મોટોરે,
આગમ વાત સુણાવેરે ॥ નાગર૦ ॥ ૭ ॥
ઘેર બેઠા પણ એહને ધ્યાવેરે,
જ્ઞાન વીમલ ગુણ ગાવેરે ॥ નાગર૦ ॥ ૮ ॥

# શ્રી સિધ્ધાચળજીનું સ્તવન. ॥ ૭૫ ॥

રાગ છેડો નાંજી—એ દેશી.

ત્રિભુવન નાયક તુંહિ (૨), સુરનર છે સવી તુજ પાયક તુંહિ (૨);
આપો મુઝ સમકીત ક્ષાયક તુંહિ (૨) સવી ગુણમણી વર-
લાયક તુંહિ (૨) કે તુંહિ તુંહિ તુંહિ તુંહિ તુંહિ તુંહી.॥૧॥
આંકણી. તુંવિધિ વેંધા વરગુણ બ્રહ્મા, તું શંકર મહાદેવા; તું
પુરૂષોત્તમ તુંહિ નિરંજન, વિશ્વરૂપ સયમેવા ॥ તુંહિ. ॥૨॥
તું યોગીશ્વર તું યોગ કરણ ગુણ, દાખે અનુભવ ચાખે,
નાભી જાત વળી આદી પુરૂષતું, નામ અનેક એમ ભાંખે.
॥ તુંહિ. ॥ ૩ ॥

વીતરાગની બુધ્ધિ ધ્યાતા, વીતરાગતા પાવે;
એ યુગતું પણ અચરીજ એહી, રાગી રાગ જણાવે.
॥ તુંહિ. ॥ ૪ ॥

કારણના ગુણ કારજ દાખે, એહવી છે પરીવાડી;
પણ કારજ ગુણ કારણ થઇને, ભાંજી રાગ અજાડી. ॥તુંહિ.॥૫॥
ભવથી અળગો ભવિ મન વિલગો, કલગોરો ચનવાન;
જિનહર ભૂહરમાંહી નિરખી, મોટું મહિમનિધાન. ॥તુંહિ.॥૬॥
સિદ્ધાચલ શ્રી ઋષભ જિનેશ્વર, તે સમ બિંબ વિરાજે;
નીરખે દુઃખ દોહગ સવી ભાજે, જેમ હરી નાદે ગજરાજ.
॥ તુંહિ. ॥ ૭ ॥

જ્ઞાન વિમલ પ્રભુ વદન નિહાલી, દુરીત મીથ્યામતી ટાળી;
પ્રગટી સહજાનંદ દીવાળી, પાતકપંક પખાળી. ॥ તુંહિ. ॥૮॥

# શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૭૬ ॥

લાહો લેજ્યોરે લાહો લેજ્યો, લાહો લેજ્યો યાત્રા કરેજ્યો;
શત્રુંજય ગીરીની પાજે ચઢતાં, અમ્હને સાથે લેજ્યો;
મુગતી વધુની ચાહ કરો તો, શ્રી જિન પૂજા કરયો.
॥ લાહો૦ ॥ ૧ ॥

મ્હારા જિનજીને ન્હાવણ કરાયો, કંચન ઝારી ભારી જડિત
ઘડીત સારી ખલખલ ખલખલ નીર્મળ નીરે ભરાયો;
નીરે ન્હવરાયો, હરખ ધરાયો, લુહણાં અંગે કરાયો,
જિન મુખ નીરખી હિયડે હરખી, અમૃત નયન ભરાયો.
॥ લાહો૦ ॥ ૨ ॥

મ્હારા સાહીબજીને આંગી બનાયો, કેશરચંદનરી હીરાકંચનરી,
જલહલ જલહલ લાલકે નીલ ઠવાયો;
લાલ જડાયો પાછી ઘડાયો, ભૂષણ આંગી ધરાયો,
આંગી વિરચાઈ અવલ બનાઈ કુસુમમાલ પહીરાયો.
॥ લાહો૦ ॥ ૩ ॥

મ્હારા પ્રભુજીને છત્ર ધરાયો, મોતીની જાલી પ્રોઈ પરવાલી.
રણઝણ રણઝણ રજત ઘુઘરી લાયો;
ઘુઘરી ઘમકાયો, ચમર ધરાયો, ચંદકીરણ સમરાયો,
અમ્હપરે જિનને નમન કરેતે, ઉંચી સુગતિ મિલાયો.
॥ લાહો૦ ॥ ૪ ॥

મ્હારા પ્રભુજી આગે ધૂપ કરાયો, કૃષ્ણાગર કસ્તૂરી અંબર

માંહિ ચૂરી, ધગ ધગ ધગ ધગ ધૂપ બત્તી સળગાયો;
જીનને ધૂપાયો, દુરિત દઝાયો, મંગલ દીપ કરાયો,
ધૂપ પ્રદીપ દશાંગ કરંતાં, સઘળાં કર્મ ખપાયો ॥
લાહો૦ ॥ ૫ ॥

મ્હારા સાહિબ આગે વાજાં વજડાવો, માદલ ભૂંગલ ભેરી,
તાલ કંસાલ નફેરી, ઢમઢમ ઢમઢમ ઘુહિર નિસાણુ ગુઢાયો;
વાજાં વજડાયો, નૃત્ય કરાયો, બત્રીસ બદ્ધ ધરાયો,
તત્તા તનનન તનનન થેઇ થેઈ પાઠ ભણાયો ॥ લાહો૦ ॥૬॥

મ્હારા સાહેબજીની ભક્તિ કરેયો, કાંઈ વીનતીને વયણે નયન
સલૂણે દીલ ધરી દીલ ધરી ગુણગણ તેહનાં ધરયો;
ભક્તિ કરેયો, નેહ ધરેયો, આણા સિરૂપરી ધરયો,
શ્રી જ્ઞાન વીમલ સૂરી ઋષભ જિણેસર, અવીચલ ધ્યાને
રહયો ॥ લાહો૦ ॥ ૭ ॥

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન ॥ ૭૭ ॥

રાગ—મહારી સહીરે સમાણી—એ દેશી.

આવો ભવિક શત્રુંજયયગિરિ જઇએ, ભેટીને નિર્મલ થઈએરે,
સખી ભવજલ તારૂં;
પૂરવ સંચિત પાપ પણાસે, સેવ્યાં શિવ સુખ લહીયેરે.
॥ સખી૦ ॥ ૧ ॥

કર્મ ભુમિમાં એહ સરીખું, તીરથ અવર ન કોઈરે. ॥સખી૦॥
સિદ્ધ અનંત થયા એણે ઠામે, તીરથ ધરતી જોઈરે.
॥ સખી૦ ॥ ૨ ॥

સમકીત શુદ્ધવિરતી પરિણામે, જિન પૂજાનો રાગીરે ॥સખી૦॥
વળીય વિશેષે એણે ઠામે, એક મના લય લાગીરે. ॥સખી૦॥૩॥
એક દોય ત્રણ ભવમાંહિ પામે, અવિચલ પરમાનંદીરે॥સખી૦॥
નાગ મોર સિંહ વાઘ પ્રમુખ તિરિ, સુગતિ ગયા જિન
વંદીરે. ॥ સખી૦ ॥ ૪ ॥
પંચમે આરે ભવિકને તારે, ભવજલ પાર ઉતારેરે ॥ સખી૦॥
રીસહેસર આણા શિરધારી, હોવે અલ્પ સંસારીરે ॥
સખી૦ ॥ ૫ ॥
દાન શીલ તપ ભાવના ભાવે, આપણી શક્તિ ન ગોપેરે ॥
સખી૦ ॥
થીર પરિણામે વિધિ નવિ વામે, વિવિધ ભક્તિ નવી
લોપેરે૦ ॥ સખી૦ ॥ ૬ ॥
સોવન પુરીસાની પરે નિતુ નિતુ, મંગલ કમલા વાધેરે ॥
સખી૦ ॥
અનુક્રમે જ્ઞાન વિમલ ગુરૂ ગુણથી, સહજે શિવ સુખ સાધેરે ॥
સખી૦ ॥ ૭ ॥

## अथ श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ७८ ॥

સારો સોરઠ દેશ દેખાઓ રસીયા ॥ સારો૦ ॥ આંકણી. ॥
સોરઠ દેશમે નીકે દો તીરથ, ગઢ ગીરનાર શત્રુંજય ગિરિયા
॥ સા૦ ॥ ૧ ॥

વત ગિરિપરિ યદુપતિ કેરા, દીક્ષા કેવલ જ્ઞાન રસિયા
॥ સા૦ ॥ ૨ ॥
રાજુલ નારી નેમીસર હાથે, સંજમ લેઇ ભવોદધિ તરીયા
॥ સા૦ ॥ ૩ ॥
શત્રુંજય ઉપરે શ્રી રિસહેસર, પૂરવ નવાણું ( વાર ) સમો
સરીયા ॥ સા૦ ॥ ૪ ॥
ઈહાં અણગાર અનંત અપાર, અણુસણ ગ્રહિ શિવ સુખ
વરીયા ॥ સા૦ ॥ ૫ ॥
નાભિ મલ્હાર ને કરીય જુહાર, પાવન કરૂં મેં સવિ પરિયા
॥ સા૦ ॥ ૬ ॥
હીન અવતાર ન હોત લગાર, જ્ઞાનવિમલ પ્રભુ શિર
ધરીયા ॥ સા૦ ॥ ૭ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ७९ ॥

સિદ્ધાચળનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા સિદ્ધાચળ૦॥
શત્રુંજયનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા ॥શત્રુંજય.॥
ઈણુણે ડુંગરીયામાં ઝીણી ઝીણી કોરણી, ઉપર શિખર
બિરાજે. મોરા૦ ॥ સિ૦ ॥ ૧ ॥
કાને કુંડલ મુકુટ બિરાજે, બાંહે બાજુબંધ છાજે. મોરા૦
॥ સિ૦ ॥ ૨ ॥
ચૌમુખ બિંબ અનોપમ છાજે, અદભુત દીઠે દુઃખ ભાજે.
મોરા૦ ॥ સિ૦ ॥ ૩ ॥

ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેસર તિલક વિરાજે.
મોરા૦ સિ૦ ॥ ૪ ॥
એણે ગિરિ સાધુ અનંતા સિદ્ધા, કહેતાં પાર ન આવે.
મોરા. ॥ સિ૦ ॥ ૫ ॥
જ્ઞાન વિમલ પ્રભુ એણિપેરે બોલે, આ ભવ પાર ઉતારો.
મોરા. ॥ સિ૦ ॥ ૬ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ८० ॥

શુભ પરિણામ વધારો તુમે શેત્રુંજે ચાલો, મરૂ દેવીનો નંદ
નિહાલો૦ તુમે૦

પાતિક પંક પખાલો, તુમે ગિરિવરીયે ચાલો,
નિજ જીવિત જન્મ સુધારોરે, વિમલાચલ ચાલો. ॥ ૧ ॥
માનું એ તીરથ સમરથ જગમાં, શું કરશે કળિ કાળોરે. તુમે૦
એ પાવન ભવિજનકું કરવા, તરવા મોહ હિમાળોરે.
॥ તુમે૦ ॥ ૨ ॥
દર્શન શુદ્ધે દર્શન કારક, જાણે દેવ દુંદાળોરે. ॥ તુમે૦ ॥
ગાર વરજ સવિરજ સમવાને, માનું પુષ્કર વરસાલોરે.
॥ તુમે૦ ॥ ૩ ॥
સુનંદા સુમંગલા દેવીનો, જગ ભૂષણુ એહ વાહલોરે. ॥તુમે૦॥
સંકટ સઘળાં અરતિને આરતિ, આજથી સવિ પરજાળોરે.
॥ તુમે૦ ॥ ૪ ॥

અલખ અગોચર ચરિત્ર તુમારો, ન લખે મૂઢ મતિવાળોરે.
॥ તુમે૦ ॥
માનું એ મોહ જયને કહેતી, એ ગઢ રણુરોસાળોરે.
॥ તુમે૦ ॥ ૫ ॥
શ્રીરિસહેસર તું પરમેશ્વર, ઉન્નત ખૂંપ ખુણાલોરે. ॥ તુમે૦ ॥
ચરણ સરોજ યુગલ પ્રણમીને, જ્ઞાન વિમલ ગુણ પાળોરે.
॥ તુમે૦ ॥ ૬ ॥

## अथ श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ८१ ॥

રાગ—કાફી.

ગિરિરાજ તેરે દર્શનથેં, અબ મેરો મન હે લીનો;
મરૂદેવીકે લાડણે તુમ ગિરિ પધારો,
નાભિ કે છબીલા લાલ મેરે પ્રાણાધારે. ॥ ગિરિ૦ ॥ ૧ ॥
મોહ જોહ દુર ટાલેરિ તુમ ધ્યાન સેતી;
ચિત્તમાં આનંદ હુઓ તાકી વાત કહું કેતી. ॥ગિરિ૦ ॥૨॥
મિથ્યાત લાત મારકે ધકાય દુર કીનો;
દીન શરણ શુદ્ધ કરણ તુમ પાય લીનો. ॥ ગિરિ૦ ॥ ૩ ॥
ગજેંદ્ર રેવા રોર મેવા ત્યુંહિ સેવા વાલહી,
પુણ્યકે અંબાર સાર કલ્પવેલ મેં લહી. ॥ ગિરિ૦ ॥૪॥
સુધા સમાન તોરો ધ્યાન રહું તેણુ પીનો;
એક તાન તજીય માન જિમ નીરમીનો. ॥ ગિરિ૦ ॥૫॥
જ્ઞાનવિમલ પ્રભુ વયણ શરણ મેરે એહી;
તું અદેહી તું અનેહી, મેં સદા તુમ નેહી. ॥ ગિરિ૦ ॥૬॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૮૨ ॥

આવી રૂડી ભક્તિ મેં પહેલા ન જાણી,
પહેલાં ન જાણીરે પ્રભુજી પહેલાં ન જાણી;
સંસારની માયામાં મેંતો વલોયું પાણી. ॥ આવી૦ ॥ ૧ ॥
શત્રુંજય ગિરિવર જઇએ, નવાણું વહીએ;
આતમ શુદ્ધ કરીને એ તો, પાવન થઇએ. ॥ આવી૦ ૨ ॥
ઋષભ જિણેસર સ્વામી મારા, ભેટયા ભલે ભાવે;
નાભિ નરેસર નંદન દીઠા, હરખ્યો તે વારે. ॥ આવી૦ ॥૩॥
ચોરાશી લાખ જીવાયોનિમેં, ભમિયો કાલ અનંતા;
તિહાં ભાવામત્તને નવિ પેખ્યો, એવો અરિહંતા. ॥આવી૦॥૪॥
કામ ક્રોધ માન માયા લોભે, અતિ રડવડિયો;
એકેંદ્રી બે ઇંદ્રી તે ઇંદ્રી માંહે, તું નવિ પેખ્યો. ॥આવી૦॥૫॥
જ્ઞાનવિમલ સૂરિ ઇમ જંપે, મુને એહવા હેવા;
મોક્ષ માર્ગના સ્વામિ આપો, મુજને એ મેવા. ॥આવી૦॥૬॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૮૩ ॥

સંઘપતિ ભરત નરેસરૂ, શત્રુંજય ગિરિ આવેરે લોલ અહો
શત્રુંજય ગિરિ આવેરે લોલ.
સોવન દેરાસર વળી, આગળ પધરાવેરે લોલ અહો૦
વાસવ પ્રમુખ સુરા બહુ સાથે, તીહાં સોહેરે લોલ અહો૦
વંશ ઇક્ષ્વાકુ સોહાવીઓ, ત્રિભુવન મન મોહેરે લોલ. અહો૦॥૧॥

બાહુ બલ આદે કરી, કોડિ મુનિવર મળિયારે લોલ, અહો૦
જ્ઞાની ગણધર જાણીયે, નમિ વિનમિ બળીઆરે લોલ. અહો૦
સોમયશા આદે કરી, મહીધર રથવાળારે લોલ. અહો૦
સામંત મંત્રિ અધિપતિ, માની મચ્છરાળારે લોલ. અહો. ॥૨॥
શ્રાવકને વળિ શ્રાવિકા, વર અનુવ્રત ધારીરે લોલ. અહો૦
કનકસેનાદિક સાધવી, વ્રતિની વ્રત ધારીરે લોલ. અહો૦
ચતુરંગ સેનાએ પરિવર્યા, છત્ર ચામર ધારારે લોલ. અહો૦
અઢળક દાને વરસતા, જિમ સજલ જલધારારે લોલ.
અહો૦ ॥ ૩ ॥

સાથે સુભદ્રાદિક બહુ, પ્રવર પટ્ટરાણીરે લોલ. અહો૦
ઇંદ્રમાળ પહેરે તિહાં, ધન ધન અવતારારે લોલ. અહો૦
ઓચ્છવશું ગિરિરાજની, કરે ભક્તિ અપારારે લોલ. અહો૦
શિખર શિખર ત્રિહું કાળનાં, કરે જૈન વિહારારે લોલ.
અહો૦ ॥ ૪ ॥

ગણધર નાભિ સાથે અછે, બહુ મુનિ આધારારે લોલ. અહો.
બિંબ પ્રતિષ્ઠા તે કરે, વિધિ શું જયકારારે લોલ. અહો૦
સંઘ પતિ તિલક સોહામણું, ઇંદ્રાદિક સાથેરે લોલ. અહો૦
થાપી થાપે જસ ઘણો, જ્ઞાનવિમલ ભાખેરે લોલ. અહો૦ ॥૫॥

## अथ श्री सिध्धाचलजीनुं स्तवन ॥ ८४ ॥

રાગ. દેશાખ—અમ્હે વાહ્યારે. ( ૨ )—એ દેશી.

અમ્હે નાહ્યારે ( ૨ ) સૂરજ કુંડમાં નાહ્યારે;
શ્રી સિદ્ધાચળની ભેટી ન હોય, ત્યાં લગે ભવ સઘળો એ
વાહ્યારે. ॥ અમ્હે૦ ॥ ૧ ॥

તીરથ બહુ અવની તળે નિરખ્યાં, તે મનમાં ન સુહાયારે;
નાભિ નરેસર નંદન નિરખત, ધર્મ સકલ આરાહ્યારે.
॥ અમ્હે૦ ॥ ૨ ॥

કોડિ અનંત મુનીસર સિધ્યાં, તપ સઘળા એ સરાહ્યારે;
ભાવ સહિત જે ગિરિવર ફરસે, તસ શિવ સુખ કર આયારે.
॥ અમ્હે૦ ॥ ૩ ॥

દોય અઠ્ઠમ સાત છઠ્ઠ કરીને, લાખ નવ કારજ ધ્યાયોરે;
ઇણિપરે વિધિશું શત્રુંજય સેવે, તસ દુઃખ દુરિત ગમાયારે.
॥ અમ્હે૦ ॥ ૪ ॥

જે નર શ્રી રિસહેસર ભેટે, ધન્ય તે જનની જાયારે,
જ્ઞાનવિમલ ગિરિધ્યાન ધરંતા, સમકિત ગુણ નિધિ પાયારે.
॥ અમ્હે૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन. ॥ ८५ ॥

**શેત્રુંજા કેરી ટુંકે ઉમાહો લાગ્યોરે નયણાં,**
**લલિત સરોવર પાલ હારોદર લાગીરે સયણાં;**

શ્રી આદીશ્વર અરિહંતજીરે, ઓલગડી અવધાર;
ભય ભંજન ભગવંતજીરે, મન મંદિર પાઉ ધાર.
॥ કૃપા કરી સુણીયેરે વયણ૦ ॥ ૧ ॥
તીરથ તીરથ સહુ કહેરે, પણ શેત્રુંજ સમ નહી કોય;
સીમંધર જિન રાજજીરે, ભાખે સુણે ભવિ લોય. ॥કૃપા૦ ॥૨॥
પંચમ આરે એહ છે રે, સિદ્ધક્ષેત્ર શુભ એહ ઠામ;
ભવિક લોકને તારવા રે, એહ યથાર્થ નામ. ॥ કૃપા૦ ॥૩॥
દુઃખ દુરગતિને વારવા રે, કારણ એહ અનૂપ;
રિસહેસર જિનરાજનોરે, મહિમા અકલ અરૂપ. ॥કૃપા૦॥૪॥
કહેતાં પાર ન પામીયેરે, જસ ગુણ અનંત અપાર;
જ્ઞાનવિમલ પ્રભુ માહરોરે, વાંછિત સુખ દાતાર. ॥કૃપા૦॥૫॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૮૬ ॥

રાગ—સિંધુડો.

તટ યમુનાનોરે અતિ રળિયામણો—એ દેશી.

ગિરિ શ્રી શત્રુંજય અતિ રળિયામણોરે, જિહાં ઋષભ જિણંદ દયાલ,
એહવો રે અનોપમ અવર ન પેખીયે રે, સ્વર્ગ મર્ત્ય પાતાલ.॥૧॥
મ્હારા જીવ તણો પ્રતિપાળ, દિલ માંહે સંભાળ, શું કરે તસ કલિકાળ. ॥ ગિરિ૦ ॥ આંચલી. ॥
માનું કીર્ત્તિ થંભજ થાપીયોરે, ભુવનમાં ભરત ભૂપાલ;

પાવન પૂજારે કરતાં પામીયેરે, ભવજલ રાશિની પાલ.
॥ ગિરિ૦ ॥ ૨ ॥
ચંદન શીતલ (રે) જેહને દરિસણેરે, વિષય કષાયની ઝાલ;
ઉપશમ પામેરે ધ્યાને એહનેરે, જો ન હુએ ભવ જંજાલ.
॥ ગિરિ૦ ॥ ૩ ॥
નામ થકી એ તીરથ પરગડુંરે, જાણે બાળ ગોપાલ;
સુકૃતિ શિરોમણિ તે નર વિધિ થકીરે, જે હોયે ઈહાં ઉજમાલ. ॥ ગિરિ૦ ॥ ૪ ॥
પગલાં ઉપરે રે રાયણરૂખમાંરે, માનું એ સુરતરૂ ડાલ;
જ્ઞાનવિમલ ગુણ પુણ્ય પરંપરારે, પ્રસરે પ્રેમ વિશાલ.
॥ ગિરિ૦ ॥ ૫ ॥

## श्री सिद्धाचलजीनुं स्तवन ॥ ८७ ॥

રાગ—રામકલી.

તું ત્રિભુવન સુખકાર ઋષભ જિન તું ત્રિભુવન૦
શત્રુંજય ગિરિ શણગાર ઋ૦ ભૂષણ ભરત મઝાર. ઋ૦
આદિ પુરૂષ અવતાર ઋ૦ ॥ આંકણી૦ ॥
તુમ ચરણે પાવન કર્યુંરે, પૂર્વ નવાણું વાર;
તેણે તીરથ સમરથ થયુંરે, કરવા જગત ઉદ્ધાર. ॥ઋ૦ ॥૧॥
અવર તે ગિરિ પર્વતે વડારે, એહ થયો ગિરિરાજ;
સિદ્ધ અનંતા ઈહાં થયારે, વળી આવ્યા અવર જિનરાજ.
॥ ઋ૦ ॥ ૨ ॥

સુંદરતા સુખ સદનથીરે, અધિક જિહાં પ્રાસાદ;
બિંબ અનેકે શોભીયેરે, દીઠે ટળે વિષવાદ. ॥ ઋ૦ ॥૩॥
ભેટણ કાજે ઉમહ્યારે, આવે સવી ભવિ લોક;
કલિમલ તસ અડકે નહિરે, જ્યું સોવન ઘન રોક. ॥ઋ૦॥૪॥
જ્ઞાનવિમલ પ્રભુ જસ શિરેરે, તસ ખસે ભવ પરવાહ;
કરતલગત શિવ સુંદરીરે, મળે સહજ ધરી ઉચ્છાંહ. ॥ઋ૦॥૫॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૮૮ ॥

રાગ. દેશાખ.

શત્રુંજય ગિરિ સાંભરેરે, મુજ મન પલક ન વિસરે, જિહાં
નિરખું ઋષભ જિણંદ;
ભેદ રહિત કરી ભાવના, અમે કરશું પાપ નિકંદ. ॥શ૦॥૧॥
સિદ્ધિ સૌધ આરોહણ કીધો, માનું એ થંભ ઉતંગ;
ત્રિવિધ ત્રિવિધથી પાવન થઇએ, એ સમ અવર ન ગંગ.
॥ શ૦ ॥ ૨ ॥
ભવિક લોકને ભવજલધિ તરણકું, એ વડ સફરી જુંગ;
જ્ઞાનવિમલ ગિરિ ભરતભૂમિકા, ભૂષણ માણિક નંગ.
॥ શ૦ ॥ ૩ ॥

## શ્રી સિધ્ધાચળ મહાતિર્થ સ્તવન ॥ ૮૯ ॥

માતા મરૂ દેવીનો નંદરે, પ્રથમ તીર્થંકર જાણીયે;
મુખડું સોહે પૂનમ કેરો ચંદરે, આદીશ્વર ભેટુંરે શેત્રુંજે
જઈ. ॥ ૧ ॥

વિમલાચલ સ્વામી સમોસર્યા, પૂર્વ નવાણું વારો વાર રે,
રાયણ હેઠે દીધી પ્રભુ દેશના, ઋષભ દેવ છે યુગનો
આધારરે. ॥ આ૦ ॥ ૨ ॥

શેત્રુંજે સંઘ આવે ઘણા, ભરતેસર છે આદીશ્વરના પુત્રરે;
ચક્રવર્તિની ઋદ્ધિ લેઇ ચાલવું, સંઘવી થયા પ્રથમ અદ્‌ભુતરે.
॥ આ૦ ॥ ૩ ॥

કેશર સુખડ ઘનસારમાં, પૂજવા પૂજવા પ્રથમ જિણંદરે;
રાયણ હેઠે પૂજ્યાં પ્રભુ પાવલાં, પાવલાં પૂંઠે અહુાણું
સોનંદરે. ॥ આ૦ ॥ ૪ ॥

શેત્રુંજે પ્રાસાદ કરાવીયો, ભરીયા ભરીયા પૂણ્ય ભંડારરે;
વિમલગઢ જઈ વિત્ત વાવર્યો, ધન્ય ધન્ય તેનો અવતારરે.
॥ આ૦ ॥ ૫ ॥

સકલ તિરથ માંહે મૂળમાં, ડુંગર ચઢતાં હર્ષ અપારરે;
ઉભાં દેખી સર્વ ઋદ્ધિ હુવે જે થકી જ્ઞાન કહે હું વંદુ
વારો વારરે. ॥ આ૦ ॥ ૬ ॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૨૦ ॥

વિમલગિરિ ચલે જાઉરે સયણા ॥ વિમલ૦ ॥એ આંકણી.॥
વાટ વિષમકી કોઉ પરવાહ નહિ, ખલક લોક મિલીઆઉરે સ૦
પંખી પંથી શત્રુંજય ગિરિકે, સિદ્ધિ રાહ બતાઉંરે.
સ૦ ॥ વિ૦ ॥ ૧ ॥

ઘુંતસ શાળાસી સાર મિઠાઇ, મેવે ચાંચ ભરાઉંરે. સ૦

નયણે નિરખી પરખી મુક્તાફલ, કંચન કુસુમ વધાઉંરે.
સ૦ ॥ વિ૦ ॥ ૨ ॥

ધન્ય ધન્ય તે દિન કબહી હોસ્યે? જિણ દિન દરિસણ પાઉંરે.સ૦
તુમ્હ દરિસણ એહ સંસારમેં, સાર કરીને સરાઉંરે. સ૦
વિ૦ ॥ ૩ ॥

મેરે દિલ મત આઉરે મિથ્યા મત, નિશ્ચે યુંહિ ઠહરાઉંરે સ.
દુગ્ધ પ્રાપ્તિ ઘૃત નહિં પુલસ્તે, તેમ ગુણ નૃત્ય યહ ઠરાઉંરે.
સ૦ ॥ વિ૦ ॥ ૪ ॥

ગીત ગાન જીન આગે કરતે સુકૃત કમાઈ કમાઉંરે, સ૦
ભાવના પાવન શુદ્ધ સંગીતે, જ્ઞાનવિમલ પ્રભુ ધ્યાઉંરે.
સ૦ ॥ વિ૦ ॥ ૫ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ११ ॥

ઉંચો ગઢ શત્રુંજય તણો મોરા લાલરે,
મેં દીઠો ( ૨ ) નેહ નયણથી આજરે;
મ્હારાં સિદ્ધયાં ( ૨ ) મન વાંછિત સવિ કાજરે,
હવે ચઢસ્યું ( ૨ ) પાલીતાણાની પાજરે;
એ જિનવર ( ૨ ) વહાલો ભવ જલ તરવા ઝહાજરે,
હવે જાજ્યો ( ૨ ) પાતિકડાં સવિ ભાજરે,
॥ સિદ્ધાચલ ચાલોને જઈએ મોરા આતમરામરે ॥૧॥
એ નંદન નાભિ નરિંદનો મોરા લાલરે,

એ વહાલો ( ૨ ) સુમંગલા ભરતારરે;
વળી બીજી ( ૨ ) રાણી સુનંદા હિયડાનો હારરે,
ચિરંજીવો ( ૨ ) મરૂદેવી માત મલ્હારરે;
વંશ વંધ ( ૨ ) શત શાખાપરિવારરે. ॥સિદ્ધાચલ૦ ॥૨॥

ધરમ કરણ એ આદિથી મોરા લાલરે,
તિણ હેતે ( ૨ ) આદીસર કહેવાયરે,
કાંઈ દીઠે ( ૨ ) ભવ ભવના ભય જાયરે,
કાંઈ સેવે ( ૨ ) સવિ સુખ સંપત્તિ થાયરે;
ગુણ ગાયે ( ૨ ) સકલ સુરાસુર રાયરે,
મુને એહથી ( ૨ ) [ પૂજો ] આવે અવર ન દાયરે
॥ સિદ્ધાચલ૦ ॥ ૩ ॥

અકળ સ્વરૂપ છે એહનું મોરા લાલરે,
કાંઈ જોતાં ( ૨ ) તૃપતિ ન પામે નયણરે;
એ તો દીસે ( ૨ ) નિઃસ્વારથ જગ સયણરે,
એણે ટાળ્યો ( ૨ ) મોહ માનને મયણરે;
એ તો કીજે ( ૨ ) શરણપણું જસ વયણરે,
॥ સિદ્ધાચલ૦ ॥ ૪ ॥

ભામણે જાઉં જિન તણે મોરા લાલરે,
તેતો ભેટયા ( ૨ ) ભાગ્ય થકી જીણચંદરે;
જસ સોહે ( ૨ ) જ્ઞાનવિમલ ગુણ વૃંદરે,
એતો મોહે ( ૨ ) સુરનર દાનવ ઈંદરે;

જસ દયાને ( ૨ ) જ્ઞાને લહીએ પરમાણુંદરે.

॥ સિદ્ધાચલ૦ ॥ ૫ ॥

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ १२ ॥

ચઢવું શેત્રુંજે નગે બીજું મને કાંઈ ન ગમે

જિહાં ભવિક લહે શિવ મગા બીજું૦ ॥

જસ શિર નાવે કગા બીજું૦ ॥ એ આંકણી૦ ॥

સબ સયાણુ મિલી મંગલ ગાયો, એ છે શિવ સુખ સગ્ગ.

॥ બી૦ ॥ ૧ ॥

શ્રી રિસહેસર ભેટીએરે, મન વચ તન ત્રિહું વગ્ગ ॥બી૦॥૨॥

ચિંતિત તે ન કરી શકેરે, મોહાદિક અરિવગ્ગ॥ બી૦ ॥૩॥

દંડ કળશ ધ્વજ સોહીએરે, અંબર ચુંબ વિલગ્ગ. ॥બી૦॥૪॥

માનું એ કહે ભવિકનેરે, અમથી પાપ વિલગ્ગ ॥બી૦॥૫॥

જન્મ મરણ ભવ વારિધીરે, એહ અનાદિ અતગ્ગ ॥બી૦ ॥૬॥

પ્રભુ ગુણ ચિંતન કીર્તનેરે, દૂરે દુશ્મન ભગ્ગ. ॥બી૦॥૭॥

ભરત ભૂમિકા મુદ્રિકારે, તિહાં એ નિર્મલ નગ્ગ. ॥બી૦॥૮॥

જ્ઞાનવિમલ પ્રભુ નામથીરે, નિજ ગુણ ઝગામગ્ગ. ॥ બી૦ ॥ ૯ ॥

## श्री आदिजीन विनती ॥ १३ ॥

સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ. ॥

તુજ આગળ બાળક પરેજી, હુંતો કરૂં વેષાસરે. ॥

જીનજી મુજ પાપીને તાર ॥ તું તો કરૂણા રસ ભર્યોજી,

તું સહુનો હિતકારરે જીનજી. ॥ મુજ૦ ॥ ૧ ॥
હું અવગુણનો ઓરડોજી, ગુણ તો નહીં લવ લેશ. ॥
પર ગુણ પેખી નવિ શકુંજી, કેમ સંસાર તરેશરે જીનજી.
॥ મુજ૦ ॥ ૨ ॥
જીવ તણા વધ મેં કર્યાજી, બોલ્યા મૃષાવાદ, કપટ કરી
પર ધન હર્યાજી,
સેવ્યા વિષય સંવાદરે જીનજી ॥ મુજ૦ ॥ ૩ ॥
હું લંપટ હું લાલચીજી, કર્મ કીધાં કેઈ ક્રોડ ॥ ત્રણ
ભુવનમાં કો નહિંજી.
જે આવે મુજ જોડરે જીનજી ॥ મુજ૦ ॥ ૪ ॥
છિદ્ર પરાયાં અહનીશેજી, જોતો રહું જગનાથ.
કુગતિ તણી કરણી કરીજી, જોડયો તેહ શું સાથરે જીનજી.
॥ મુજ૦ ॥ ૫ ॥
કુમતિ કુટીલ કદાગ્રહીજી, વાંકી ગતિ મતિ મુજ. ॥
વાંકી કરણી મહારીજી, શી સંભળાવું તુજને, જીનજી.
॥ મુજ૦ ॥ ૬ ॥
પુન્ય વિના મુજ પ્રાણિયોજી, જાણે મેલું રે આથ.
ઉંચાં તરૂવર મોરીયાંજી, ત્યાંહી પસારે હાથરે જીનજી.
॥ મુજ૦ ॥ ૭ ॥
વીણ ખાધા વીણ ભોગવ્યાંજી, ફોગટ કર્મ બંધાય,
આર્ત ધ્યાન મીટે નહીંજી, કીજે કવણ ઉપાયરે જીનજી.
॥ મુજ૦ ॥ ૮ ॥

કાજળ થકી પણ શામળાજી, મારા મન પરણામ. ॥
સોણું માંહી તાહરૂંજી, સંભારૂં નહીં નામરે જીનજી.
॥ મુજ૦ ॥ ૯ ॥

મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂ અનેક પ્રપંચ ॥
કુડ કપટ હું કેળવીજી, પાપ તણો કરૂં સંચરે. જીનજી.
॥ મુજ૦ ॥ ૧૦ ॥

મન ચંચળ ન રહે કીમેજી, રાચે રમણીરે રૂપ. ॥ કામ વિટંબણ શી કહુંજી, પડીશ હું દુરગતિ કુપરે જીનજી. ॥ મુજ૦ ॥૧૧॥

કિશ્યા કહુ ગુણ માહરાજી, કિશ્યા કહું અપવાદ. જેમ જેમ સંભારૂં હૈયેજી, તેમ તેમ વધે વિખવાદરે જીનજી.॥મુજ૦॥૧૨॥

ગિરૂઆ તે નવિ લેખવેજી, નિગુણ સેવકની વાત, ॥ નિચ તણે પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જ્યોતરે જીનજી. ॥મુજ૦॥૧૩॥

નિગુણો તોપણ તાહરોજી, નામ ધરાવ્યું દાસ, ॥
કૃપા કરી સંભારજોજી, પુરજો મુજ મન આસરે જીનજી.
॥ મુજ૦ ॥ ૧૪ ॥

પાપી જાણી મુજ ભણીજી, મત મૂકો વિસાર, ॥ વિખ હળાહળ આદર્યોજી, ઈશ્વર ન તજે તાસરે જીનજી. મુજ૦॥૧૫॥

ઉત્તમ ગુણકારી હુએજી સ્વાર્થ વિના સુજાણ. ॥ કરસણ સિંચે સર નરેજી, મેહ ન માગે દાણરે જીનજી.
॥ મુજ૦ ॥ ૧૬ ॥

તું ઉપગારી ગુણ નિલોજી, તું સેવક પ્રતિપાળ. તું સમ રથ સુખ પૂરવાજી, કર માહારી સંભાળરે જીનજી.
॥ મુજ૦ ॥ ૧૭ ॥

તુંજને શું કહીએ ઘણુંજી, તું સો વાતે જાણ. ॥મુજનેથાજો સાહિબાજી, ભવ ભવ તાહરી આણરે જીનજી. ॥મુજ૦॥૧૮॥
નાભિરાયા કુળ ચંદલોજી, મારૂ દેવીના નંદ, કહે જીન હરખ નિવાજજ્યોજી, દેજો પરમાનંદરે જીનજી મુજ પાપીને
તાર. ॥ ૧૯ ॥

## ॥ अथ ॥ श्री आदीजिनने विनती ॥ १८ ॥

॥ શ્રી વિનય વિજયજી કૃત. ॥

પાંમી સુગુરૂ પસાયરે ॥ શેત્રુંજા ધણી ॥ શ્રી રીસહેસર વિનવું એ ॥ ૧ ॥ ત્રીભુવન નાયક દેવરે સેવક વિનતી.॥ આદીશ્વર અવધારીએ એ ॥ ૨ ॥ સરણે આવ્યો સ્વામીરે હું સંસારમાં ॥ વિરૂએ વયરીએ નડયોએ ॥ ૩ ॥ તાર તાર મુજતાતરે વાત કિસિ કહું ॥ ભવ ભવ એ આવટિ તણી એ.॥૪॥
જનમ મરણ જંજાલરે, બાલ તરૂણપણું; વલી વલી જરા દહે ઘણું એ ॥૫॥ કેમે ન આવ્યો પારરે, સાર હવે સ્વાંમી; સે ન કરો એક માહરી એ. ॥ ૬ ॥
તાર્યા તુમે અનંતરે, સંત સુગુણ વલી ॥ અપરાધી પણ ઉધર્યા એ ॥ ૭ ॥ તો એક દીન દયાલરે, બાલ

દયામણો, હું શા માટે વીસર્યો એ ॥ ૮ ॥ જે ગીરૂઆ ગુણવંતરે, તારો તેહને; તે માહે અચરિજ કિસ્યું એ ॥ ૯ ॥ જે મુજ સરિખો દીનરે તેહને તારતાં ॥ જગ વિસ્તરશે જસ ઘણો એ ॥ ૧૦ ॥ આપદ પડિયો આજરે, લાજ તુમારડે; ચરણે હું આવ્યો વહીએ ॥૧૧॥ મુજ સરીખો કોઇ દીનરે ॥ તુજ સરીખો પ્રભુ ॥ જોતાં જગ લાભે નહિ એ ॥ ૧૨ ॥ તોહે કરૂણા સિંધુરે, બંધુ ભુવન તણાં; ન ઘટે તુમ ઉવેખવું એ ॥ ૧૩ ॥ તારણ હારો કોઇ રે, જો બીજો હોય; તો તુમ્હને શાને કહું એ ॥ ૧૪ ॥ તુંહિજ તારીસ નેટરે, પહિલાંને પછે; તો એવડિ ગાઢીમ કિસીએ ॥ ૧૫ ॥ આવી લાગ્યો પાયરે, તે કેમ છુટશે; મન મનાવ્યાં વિણ હવે એ ॥૧૬॥ શેવક કરે પોકાર રે, બાહિર રહ્યા જસે; તે સાહિબ સોભા કીસી એ ॥ ૧૭ ॥ અતુલ બલ અરીહંતરે, જગને તારવા; સમરથ છો સ્વામી તુમે એ ॥ ૧૮ ॥ શું આવે છે જોરરે, મુજને તારતાં; કે ધન બેસે છે કિસ્યું એ ॥ ૧૯ ॥ કેહેશો તુમેં જિણંદરે, ભગવતી નથી તેહવી; તો તે ભગતી મુજને દીયો એ ॥ ૨૦ ॥ વલી કહેશો ભગવંતરે, નહી તુજ જોગતા; હમણા મુગતિ જાવા તણીએ ॥ ૨૧ ॥ જોગતા તે પણ નાથરે, તુમહિજ આપશો તો તે મુજને દીજીએ એ ॥ ૨૨ ॥ વલી કહેસો જગદીસરે, કરમ ઘણા તાહરે; તો તેહજ ટાલો પરાંએ ॥ ૨૩ ॥ કર્મ અમારાં

આજરે જગપતિ વારવા, વલિ કોણ બીજો આવસે એ ॥ ૨૪ ॥ વલિ જાંણો અરિહંતરે, એહને વીનતી; કરતાં આવડતી નથી એ. ॥ ૨૫ ॥ તો તેહજ મહારાજરે, મુજને શીખવો; જેમ તે વિધિ શું વિનવું એ. ॥ ૨૬ ॥ માય તાય વિણુ કોણુરે, પ્રેમે સીખવે; બાલકને કહો બોલવું એ. ॥ ૨૭ ॥ જો મુજ જાણો દેવરે, એહ અપાવન; ખરડયો છે કલિ કાદવે એ. ॥ ૨૮ ॥ કેમ લઊ ઓછંગરે, અંગ ભરયું એહનું; વિખય કખાય અશોચશુંએ. ॥ ૨૯ ॥ તો મુજ કરો પવિત્રરે, કહો કોણ પુત્રને; વિણ માવિત્ર પખાલશે એ. ॥ ૩૦ ॥ કૃપા કરી મુજ દેવરે, ઈહાં લગે આંણીઓ; નરગ નિગોદાદિક થકિ એ. ॥ ૩૧ ॥ આવ્યો હવે હજુરરે, ઊભો થઈ રહ્યો; સાંમુ શે જુઓ નહી એ. ॥ ૩૨ ॥ આડો માંડી આજરે, બેઠો બારણે; માવીત્ર તુંમે મનાવશો એ. ॥ ૩૩ ॥ તુમેં છો દયા સમુદ્રરે, તો મુજને દેખી; દયા નથી શું આણતા એ. ॥ ૩૪ ॥

ઉવેખસ્યો અરિહંતરે, જો આણી વેલા; તો મ્હારી સિપરિ થસે એ. ॥ ૩૫ ॥ ઉભા છે અનેકરે, મોહાદીક વયરી; છલ જુએ છે માહરા એ. ॥ ૩૬ ॥ તેહને વારો વેગિરે, દેવ દયા કરી; વલી વલી સું વીનવું એ. ॥ ૩૭ ॥ મરૂદેવી નીજ માયરે, વેગે મોકલી; ગજ બેસારી મુગતીમાં એ. ॥ ૩૮ ॥ ભરતેસર નીજ નંદરે, કિધો કેવલી; આરીસા અવલોકતાં એ. ॥ ૩૯ ॥ અઠાંણું નિજ પુત્રરે, પ્રતી

બોધ્યા પ્રેમે; ઝુઝ કરંતાં વારીઆએ. ॥ ૪૦ ॥ બાહુબલને નેટરે, નાણ કેવલ તુમે; સાંમી સાહામુ મોકલ્યું એ. ॥ ૪૧ ॥ ઇત્યાદિક અવદાતરે, સઘલા તુમ તણા; હું જાણુંછું મુલગા એ. ॥ ૪૨ ॥ માહરી વેલા આજરે, મૌન કરી બેઠા; ઉત્તર સેં આપો નહી એ. ॥ ૪૩ ॥ વીતરાગ અરીહંતરે, સમતા સાગરૂ; માહારા તાહરાં શું કરો એ. ॥ ૪૪ ॥ એકવાર મહારાજરે, મુજને સ્વમુખે; બોલાવો સેવક કહીએ. ॥ ૪૫ ॥ એટલે સિધાં કાજરે, સઘલાં માહરાં; મનના મનોરથ સવી ફલ્યા એ. ॥ ૪૬ ॥ ખમજો મુજ અપરાધરે, આસંગો કરી, અસમંજસ જે વીનવ્યું એ. ॥ ૪૭ ॥ અવસર પાંમિ આજરે, જો નવિ વીનવું; તો પછતાવો મન રહે એ. ॥ ૪૮ ॥ ત્રીભૂવન તારણ હારરે, પુણ્યે માહરે આવી એકાંતિ મિલ્યો એ. ॥ ૪૯ ॥ બાલક બોલે બોલરે, જે અવિગતપણે; માય તાયને તે રૂચે એ ॥ ૫૦ ॥ નયણે નિરખ્યો નાથરે, નાભી નરિંદનો; નંદન નંદનવન જિસ્યો એ. ॥ ૫૧ ॥ મરૂદેવી ઊર હંસરે, વંસ ઇખ્યાગનો; સોહાકર સોહામણો એ. ॥ ૫૨ ॥ માય તાય પ્રભુ મીત્રરે, બંધવ માહરો; જીવ જીવન તુ વાલહો એ. ॥ ૫૩ ॥ અવર ન કો આધારરે, એણે જગ તુજ વિના; ત્રાણ સરણ તું મુજ ધણી એ. ॥ ૫૪ ॥ વલિ વલિ કરૂ પ્રણામરે, ચરણે તુમ તણે, પરમેશ્વર સનમુખ જૂઓ એ.

॥ ૫૫ ॥ ભવે ભવે તુમ પાય સેવરે, સેવકને દેજો; હું માગું છું એટલું એ. ॥ ૫૬ ॥ શ્રી કીર્તિવિજય ઉવઝાયરે, સેવક એણિપરે; વિનય વિનય ધરી વિનવે એ. ॥ ૫૭ ॥

## श्री रीषभजिन स्तवन ॥ १५ ॥

[ સાહિબ બાહુ જીનેશ્વર વિનવું. એ દેશી. ]

હો તારક રીષભ જીનેશ્વર તું મળ્યો, પ્રત્યક્ષ પોત સમાન હો ॥ હો તારક તુજને જેહ અવિલંબિઆ, તેણે લહ્યું તુંજ સ્થાન હો. ॥ તારક૦ ॥ ૧ ॥

તારક ગુણ અનંતા તાહરા, કોઈ કહ્યા ન લેશે પાર હો ॥ હો તારક કેવળી ક્રોડ મળે કદી, જાણે ન કહે નિરધાર હો. ॥ તારક૦ ॥ ૨ ॥

તારક તુજ વંદન પૂજન કરી, પવિત્ર કરૂ નિજ દેહ હો ॥ હો તારક તુજ ગુણ સ્તવના એ સ્તવી, જીહ્વા કરૂં અમૃત લેહ હો. ॥ તારક૦ ॥ ૩ ॥

તારક ગણધર મુનીવરે સ્તવ્યો, સ્તવ્યો દેવની કોડ હો ॥ તારક હું પણ તુજને સ્તવું. ભકતે કરૂં નીજ ગુણ હોડ હો. ॥ તારક૦ ॥ ૪ ॥

હો તારક મારૂદેવી માતાને નમું, રત્ન કુક્ષી ધરનાર હો ॥ તારક નાભિરાય કુળ ચાંદલો, સકલ જંતુ હિતકાર હો ॥ તારક૦ ॥ ૫ ॥

હો તારક સુનંદા સુમંગળા તણા, પ્રીતમ પ્રભુ વિખ્યાત હો ।। તારક શ્રી પુંડરિક ગણધર તણા, પિતામહ જગ ગુરૂ તાત હો. ।। તારક૦ ।। ૬ ।।

તારક તુંજ નામે રિદ્ધિ સંપજે, વાધે કિર્તી અપાર હો ।। તારક શિવલચ્છી સેહેજે મળે, સફળે સફળ થાએ અવતાર હો. ।। તારક૦ ।। ૭ ।।

## अथ श्री सिध्धाचल तीर्थराज स्तवन ॥ १६ ॥

[ આજ અધિક ઉમહીયા—એ દેશી. ]

આજ અધિક આણંદા, ભેટયા ઋષભ જિણંદા;
મન વંછિત સીધલાં કાજ, એ મુજ મન રૂલી. ।। ૧ ।।
દુઃખ દુશ્મન દૂરી, સુખ સંપત્તિ પૂરે;
મુજ વહાલો છે એ જિનરાજ. ।। એ મુજ૦ ।। ૨ ।।
ધન ધન મુજ દીહા થઇ પાવન જીહા,
જિણે ગાઇઇ તુમ એણુ રાસ. ।। એ મુજ૦ ।। ૩ ।।
આજ સફલ વિહાણું, મિલ્યું પુણ્યે એ ટાણું;
આજ પહોતી છે મુજ મન આશ. ।। એ મુજ૦ ।। ૪ ।।
મરૂ દેવીના નંદા, તુજ પદ અરવિંદા;
નિત સેવે છે સુરનર નાથ. ।। એ મુજ૦ ।। ૫ ।।
તું ઠાકુર મોરો, હું સેવક તોરો;
તું સાચો છે શિવપુર સાથ. ।। એ મુજ૦ ।। ૬ ।।

તુમ સુરતિ સારી, મન મોહનગારી;
બલિહારી હું તાહરી દેવ. ॥ એ મુજ૦ ॥ ૭ ॥
જ્ઞાન વિમલ સૂરીશ, કહે નામી શીસ;
મુજ ભવ ભવ હોજો તુમ સેવ. ॥ એ મુજ૦ ॥ ૮ ॥

## अथ श्री सिध्धाचल तीर्थराज स्तवन ॥ १७ ।

[ મુખને મટકલડે—એ દેશી. ]

પ્રભુ શેત્રુંજ ગિરિનો રાયાજી, પ્રભુનું મુખ નિરખું;
તુજ શું મુજ અવિહડ માયાજી, હિયડે હું હરખું. ॥ ૧ ।
નાભિરાયા નૃપ નંદાજી, પ્રભુ૦
તુમ દીઠે પરમાનંદાજી. હિયડે૦ ॥ ૨ ।
તું શિવ સુંદરીનો રશીયોજી, પ્રભુ૦
મુજ મનમાં તુંહીજ વસીયોજી. હિયડે૦ ॥ ૩ ।
તુજ મૂરતી મોહનગારીજી, પ્રભુ૦
તુમ સૂરતી સુંદર સારીજી. હિયડે૦ ॥ ૪ ।
મન માંહિ લાગે પ્યારીજી, પ્રભુ૦
તુજ તેજે જગત ઉયારીજી. હિયડે૦ ॥ ૫ ।
લોચન લીલાને લટકેજી, પ્રભુ૦
મન મોહ્યું મુખને મટકેજી. હિયડે૦ ॥ ૬ ।
ચોખા ચારિત્રકેરે છટકેજી, પ્રભુ૦
તુમ નામે પાતિક ઝટકેજી. હિયડે૦ ॥ ૭ ।

તું જ્ઞાન વિમલ ગુણ ભરીયોજી, પ્રભુ૦
તું કેવલ કમલા વરીયોજી. હિયડે૦ ॥ ૯ ॥

## अथ श्री सिध्धाचल तीर्थराज स्तवन ॥ १८ ॥

[ આદિકરણ જીન આદિ જિનજી.—એ દેશી. ]

મુજરો માહરોજી લેયો સાહિબાજી, આદીસર જિન ચંદજી;
મનડું મોહ્યું રે તુજ મુખ જોવતાંજી,
પ્રણમે ઇંદ નરીંદજી. ॥ મુ૦ ॥ ૧ ॥
સોમ નિજરશું સહેજે કૃપા કરોજી, તો મુજ સીજે કામજી;
સેવક કહીને જો બોલાવીએજી,
તો આવે મન ઠામજી. ॥ મુ૦ ॥ ૨ ॥
પાપ પખાલો નિજ બાળક તણાંજી, તું છે વિમલ ચરિત્રજી;
પાવિત્ર વિણ કહો બાલનેજી કરશે કોણુ પવિત્રજી. ॥મુ૦॥૩॥
આઠ પહોર અપ્રમાદ શુંજી, ધ્યાઉં તાહરૂં ધ્યાનજી;
પણ મનડું થિરતા નહિંજી જિમ ચંચલ ગજ કાનજી.
॥ મુ૦ ॥ ૪ ॥
જો તુમ વાચા સંપજે જી તો લેખે સવિ થાયજી;
જો તુમચી વાચા નહીંજી,
તો સવિ અહિલ ગમાયજી. ॥ મુ૦ ॥ ૫ ॥
મરૂદેવીના લાડીલાજી, પૂરો એહ રૂહાડીજી;
જ્ઞાન વિમલ તેજે કરીજી,
ભાંજો દુશ્મન ધાડીજી. ॥ મુ૦ ॥ ૬ ॥

# अथ श्री सिद्धाचल तीर्थराज स्तवन ॥ ११ ॥

( મંગલ ગાયો યુગલીયા—એ દેશી. )

ઉચ્છવ રંગ વધામણાંજી, પામ્યા પરમાણંદ;
ત્રિભુવન લેવે ભામણાંરે, જન્મ્યા જન્મ્યા ઋષભ જિણંદ તો.
॥ મંગલ ગાવે સુર વહુએ. ॥ ૧ ॥

હરખ ધરી હીંડોલણારે, હુલરાવે કરી રાસ;
યુગલ મીલીને સામઠા રે, ગાએ ગાએ ભક્તિશું ભાસતો
॥ મં૦ ॥ ૨ ॥

ત્રિભુવને અજુઆળું થયુંરે, નારકીને સુખ ઠામ.
થાવર પણ સુખીયા થયારે વાધી વાધી જગેં જસ મામતો
॥ મં૦ ॥ ૩ ॥

ગયણે દુંદુભી ગાજતીરે, સુર કરે હર્ષ કલ્લોલ;
સુરભિ કુસુમ જલ વાસીયોરે કરતા કરતા ચંદન રોલ તો;
છાંટે છાંટે ચંદન ચોલતો. ॥ મં૦ ॥ ૪ ॥

આંખડી અંબુજ પાંખડીરે, અણીયાલી અતિસાર,
જિન મુખ ચંદનને આગળેરે, નાવે નાવે ચંદ ગયો હારિતો
॥ મં૦ ॥ ૫ ॥

વંશ ઈખાગની થાપનારે, ઇંદ્ર કરે મન રંગ;
મરૂદેવી માડી હરખીયારે, નીરખી નીરખી પુત્રનું અંગતો.
॥ મં૦ ॥ ૬ ॥

શત શાખાયે વિસ્તર્યોરે, જેહના સુત પરિવાર;
જ્ઞાન વિમલ ગુણ એહનારે, કહેતાં કહેતાં નાવે છે પારતો.
॥ મ૦ ॥ ૭ ॥

## श्री सिध्धाचल तीर्थराज स्तवन ॥ १०० ॥

[ આજ સફલ દિન મુજ તણો––એ દેશી. ]

આવો ઉલટે અતિ ઘણો એ, ઉમાહો કરી આજ
॥ નમો ગિરિરાજને એ. ॥ ૧ ॥

ધરણિંદ પ્રમુખ પાતાલથી એ, વંદે તેહ ત્રિકાળ: નમો૦ ॥૨॥
ચમરિંદ બલીઇંદ્ર સુરવરાએ, ભવન નિવાસી તેહ;
॥ નમો ગિરિરાજને એ. ॥ ૩ ॥

કિંનર કિંપુરૂષાહિકાએ, કિંનરકેરા ઇંદ્ર. ॥ નમો૦ ॥ ૪ ॥
રાક્ષસના જે નાયકુંરે યક્ષ તણા વળી ઇંદ્ર. ॥નમો૦ ॥૫॥
અણપન્ની પણપન્નીકાએ, વાણવંતર પતિ જેહ. ॥નમો૦ ॥૬॥
ચંદ્ર સૂરજ તારાદિકૂં એ ગ્રહ ગણના જે નાથ. ॥નમો૦ ॥૭॥
વિદ્યાધર ખેચર પતિ એ દર્શન પાવન થાય. ॥નમો૦ ॥૮॥
ચક્રી હરીને હલધરાએ, આવી પ્રણમે પાય. ॥નમો૦ ॥૯॥
વૈમાનિક સુર નાયકુંએ, "કરે એહની રખવાલ ॥નમો૦ ૧૦॥
ગ્રૈવેયક અનુત્તર સુરાએ, તિહાંથી મને કરે સેવ.
॥ નમો૦ ૧૧ ॥

ઇણીપરે મહિમા દાખીઓ એ, શેત્રુંજ મહાતમ માંહિ.
॥ નમો૦ ॥ ૧૨ ॥

જ્ઞાન વિમલ ગુરૂથી લહો એ એહનો મહિમા અનંત.
॥ નમો૦ ॥ ૧૩ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ १०१ ॥

તુમે તો ભલે બીરાજોજી, શ્રી સેત્રંજા ગઢકે વાસી સાહેબ ભલે બીરાજોજી. ॥ ટેક. ॥ મરૂદેવીનો નંદન રૂડો, નાભીનંદ મલ્હાર; જુગલા ધર્મ નિવારકે, આવ્યા પુરવ નવાણું વાર. તુમે તો. ૧ મુળદેવને સનમુખ સજે, પુંડરીક ગણધાર; પંચ કોડસ્યું ચૈત્રી પુનમ વરીઆ શિવવધુ સાર. તુમે તો. ૨ સહસકોટ દક્ષણ દીસ રાજે, જીનવર સહસ ચોવીશ; ચૌદસેં બાવન ગણધરનાં પગલાં, વંદુ વાસ જગીશ. તુમે તો. ૩ પુંઠે પગલાં રાયણ હેઠે, પ્રણમ્યા પરમાનંદ; અષ્ટાપદ ચોવીશ જીનેશ્વર, સમેત વીશ જીણંદ. તુમે તો. ૪ મેરૂ પર્વત ચૈત્ય અનેરાં; ચોમુખ બીંબ અનેક, બાવન જીનાલય દેવળ નિરખી, હરખ લહુ અતિ રેખ. તુમે તો. ૫ સેહેસફણા ને સામળા પાસજી, સમોસરણ મંડાણ; ખરતર વશી છેપાવશી કાંઈ, પ્રેમાવશી પરીમાણ. તુમે તો. ૬ સંવત અઢાર, ઓગણ પંચાશો, ફાગણ માસે આઠમ દીન, ઉજ્વલ પક્ષે ઉજ્વલ હુઓ, ગીરી ફરશી સૌનું મન તુમે તો. ૭ ઈત્યાદિ બહુ બીંબ દેખી, સાંભળે સિદ્ધની શ્રેણ, ઉત્તમ ગિરિવર કેણી પેરે વીસરે, પદ્મવિજય કહે જેણ. તુમે તો.૮

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૦૨ ॥

ઉમૈયા મુજને ઘણી, જીહો ભેટું વિમળગિરી રાય; હોઈ તરા મુજ પાંખડી, જીહો લળી લળી લાગું પાય કે; મોહનગારા હો રાજ રૂડા, મારા સાંભળ સુગુણા સુડા. ૧ શેત્રુંજો શિખર સોહામણો, જીહો ધન્ય ધન્ય રાયણરૂખ, ધન્ય પગલાં પ્રભુજી તણાં, જીહો દીઠડે ભાંખે ભુખકે; મોહન૦ ૨ ઇણી ગિરિ આવી સમોસર્યા, જીહો નાભિનંદન લાર; પાવન કીધી વસુધરા, જીહો પૂર્વ નવાણું વારકે; મોહન૦ ૩ પુંડરિક મુનિ મુગતે ગયા, જીહો સાથે મુનિ પંચ ક્રોડ; પુંડરિક ગિરિવર એ થયા. જીહો નમો નમો બે કર જોડકે; મોહન૦ ૪ એણે તિરથે સિધ્યા ઘણા, જીહો સાધુ અનંતિ ક્રોડ; ત્રણ ભુવનમાં જોયતાં, જીહો નહીં કોઈ એહની જોડ કે; મોહન૦ ૫ મનવંછીત સુખ મેળવે, જીહો જપતાં એ ગિરીરાજ; દ્રવ્ય ભાવ વૈરીતણો, જીહો ભય જાયે સવી ભાંજકે; મોહન૦ ૬. વાચક રામવિજય કહે, જીહો નમો નમો તિરથ એહ, શીવમંદિરની શ્રેણી છે, જીહો એહમાં નહિ સંદેહ કે; મોહન૦ ૭.

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૦૩ ॥

ચાલો ચાલોને ભવિકાજી કે, શ્રી સિદ્ધાચલ જઇએ, અનાદીનાં દુખડાંરે કે, મેટી સુખ લઇએ, જીહાં ઋષભ

જીનેશ્વરરે કે, તિરથ ભૂમિકા જાણી, પૂરવ નવાણું રે કે, આવ્યા ગુણ ખાણી. ચાલો૦ ૧ નેમ જિન વિના તેવીસરે કે, જીનજી સમોસર્યા, પુંડરીક રામ પાંડવરે કે, તિહાં શિવપદ વર્યા; અજિતજિન શાંતિએરે કે, ચોમાસું કીધું, અનંત મુનીરાજેરે કે, તિહાં શિવ પદ લીધું. ચાલો૦ ૨. સોહમપતિ આગલ રે કે, સીમંધર બોલે, જગમાં નહિ તિરથરે કે, શત્રુંજા તોલે; તીરથ કલીયુગમાંરે કે, જાત્રા ફ્લ પામે, શત ગણું તિહાંથીરે કે, સિદ્ધાચલ ઠામે. ચાલો૦ ૩ ઇંદ્રાદિક ગિરિને કે, સેવે ભાવ ધરી, રસુવૃંદા ગાવેરે કે, ગિરિ ગુણ રંગ ભરી; નાચંતી રંભારે કે, પ્રભુ નયણે જોતી; થાતા થેઇ થેઇ કરતીરે કે, ભવનાં દુઃખ ખોતી. ચાલો૦ ૪. નાહી સૂરજકુંડમાંરે કે, વસ્ત્ર પહેરો ભારે, પુષ્પ કેશર ચંદનરે કે, ધૂપ દીપ કીજે; નાભિનંદન પૂજીરે કે, જન્મ સફ્લ કીજે; રત્ન કહે માનવ ભવનોરે કે, એમ લાહો લીજે. ચાલો૦ ૫.

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૦૪ ॥

( પ્રીતલડી બંધાણીરે અજીત જીણંદશું. ) એ રાગ–

વિમલાચલ ગિરી ભેટો ભવિયણ ભાવશું, જેથી ભવોભવ પાતિક દુર પલાયજો, નિકાચિત બાંધ્યાં જે કર્મજ આકરાં, ગિરિ ભેટતાં ક્ષણમાં સવી ક્ષય થાયજો. વિમળાચળ. ૧. સાધુ અનંતા ઇણ ગિરીપર સિદ્ધી વર્યા, રામ ભરત ત્રણ

કોડી મુનિ પરિવાર જો; પાંચસે સાથે શિલીંગે શીવપદ લહ્યું, પાંડવ પાંચે પામ્યા ભવનો પારજો. વિમળાચળ. ૨ નેમી વિનેમી આદે બહુ વિદ્યાધરા વળી થાવચ્ચા અઇમુત્તા અણગારજો; સુક રાજા વળી સુખ તે ગિરીપર પાંમીયા, બાહ્ય અભ્યંતર શત્રુ કીધા છારજો. વિમળાચળ. ૩ જુગલા ધર્મ નિવારણ ઇણ ગિરી આવીયા, રિખભ જીણંદજી પુરવ નવાણું વારજો; કાંકરે કાંકરે સાધુ અનંતા સિદ્ધીયા, માટે નિશદિન સિધ્ધાચળ મન ધારજો. વિમળાચળ. ૪. ગિરિ પાગે ચઢતાં તન મન ઉલસે, ભવ સંચિત સવી દુઃક્રીત દુર પલાયજો. સુરજ કુંડમાં નાહિ નિરમળ થઇયે, જીનવર સેવી આતમ પાવન થાયજો. ૫. જાત્રા નવાણું કરીયે તન મન લગ્નથી, ધરીયે શીળ સમતા વળી વ્રત પચ્ચખાણજો; જયાંયેગરણું દાન સુપાત્રે દીજીયે, દ્વેષ તજી ધરો શત્રુ મિત્ર સમાનજો. વિમળાચળ ૬ એ ગિરિ ભેટે ભવ ત્રીજે શીવ સુખ લ [illegible] આઠમે ભવ તો ભવીયણ મુક્તિ વરાયજો; સુરી ધનેશ્વર [illegible] વ્યાને ઇમ ભાખીયું, પાપી અભવીને એ ગીરી નવી ફરસાયજો. વિમળાચળ. ૭ મુળ નાયક શ્રી [illegible] ભેટીયે, રાયણ નીચે પ્રણમો પ્રભુના પાયજો; બાવન જ[illegible] [illegible] ભુષણ બિંબને વંદીયે, સમેત શીખર અષ્ટાપદ [illegible] આવજો. વિમળાચળ. ૮ સકળ તીરથને [illegible], [illegible] તીરથ ભવદધી માંહી પોત જો,

સેવંતા એ ગિરીવર બહુ રિદ્ધિ પામીયે, વરીએ શીવ પદ કેવળ જોતાં જોતજો. વિમળાચળ. ૯.

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ १०५ ॥

શ્રી તીરથપદ પુજો ગુણી જન, જેહથી તરીએ તે તીરથરે; અરીહંત ગણધર નીયમાં તીરથ; ચઉવીસ સંગ મહા તીરથરે. શ્રી. ૧ ॥ લોકીક અડસઠ તીરથને તજીયે, લોકોત્તરને ભજીએરે; લોકોત્તર દ્રવ્ય ભાવ બે ભેદે; થાવર જંગમ જપીયેરે. શ્રી. ॥૨॥ પુંડરીકાદિક પાંચે તીરથ, ચૈત્યના પાંચ પ્રકારરે; થાવર તીરથ એહ ભણીજે, તીરથ જાત્રા મનોહારરે. શ્રી. ॥ ૩ ॥ વેહરમાન વીસ જંગમ તીરથ; બે કોડી કેવળી સાથરે; વીચરંતાં દુઃખ દોહગ ટાળે, જંગમ તીરથ નાથરે. શ્રી. ॥ ૪ ॥ સંઘ ચતુર્વિધ જંગમ તીરથ, સાસનને શોભાવેરે, અડતાળીશ ગુણે ગુણવંતા તીરથપતી નમે ભાવેરે. શ્રી. ॥ ૫॥ તીરથ પદ ધ્યાવો ગુણ ગાવો, પચરંગી રયણ મીલાવોરે; થાળ ભરી ભરી તીરથ વધાવો, ગુણ અનંત દીલ લાવોરે. શ્રી. ॥ ૬ ॥ મેરૂ પ્રભ પરમેશ્વર હુવો, એહ તીરથને પ્રભાવેરે, વીજય સોભાગ્ય લક્ષ્મી સુરી સંપદા, પરમ મહોદય પાવેરે. શ્રી. ॥ ૭ ॥

# श्री सिद्धाचळजीनुं स्तवन ॥ १०६ ॥

પંચ પરમેશ્વરા, પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વ વ્યાપી; ભક્તિ વત્સલ પ્રભુ ભકતજન ઉરધરી, મુક્તિ પદ જે વરે કર્મ કાપી. પંચ૦ ॥ ૧ ॥ રૂષભ અંતકે પ્રભુ રીખભ જીન વંદીયે, નાભી મરૂદેવીનો નંદનીકો, ભરતને બ્રાહ્મીના તાત ભુવનાંતરે, મોહમદ મંજણો મુક્તિ ટીકો. પંચ૦ ॥ ૨ ॥ શાંતિવર આપવા શાંતિપદ થાપવા, અદભુત કાંત પ્રભુ શાંતિ સાચો, મૃગાંક પારાપત સેનથી ઉધરી જગપતિ જે થયો જગત જાચો. પંચ૦॥ ૩ ॥ નેમી બાવીસમો શંખ લંછન નમો, સમુદ્ર વિજ્યાંગજો અનંગ જીતી; રાજ કન્યા તજી સાધુ મારગ ભજી, તાતી જેણું કરી જગવદીતી. પંચ૦ ॥૪॥ પાસ જીનરાજ અશ્વસેન કુલ ઉપનો જનની વામા તણો જેહ જાયો; આજ ખેટક પુરે કાજ સાધ્યો સવે, ભીડભંજન પ્રભુ જે કહાવે. પંચ૦ ॥ ૫ ॥ વીર મહાવીર સર્વ વીર શીરોમણી, રણવટ મોહ ભટ માન મોડી, મુક્તિ ગઢ આસીયો; જગત ઉપાસીયો, નાથ નીત વંદીએ હાથ જોડી. પંચ૦ ॥ ૬ ॥ માતને તાત અવદાત એ દેવના, ગામ ને ગોત્ર પ્રભુ નામ સુણતાં; ઉદય વાચક વદે, ઉદય પદ પામીએ; ભાવે ભગવંતની કીર્તિ ભણતાં. પંચ૦ ॥ ૭ ॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન. ॥ ૧૦૭ ॥

મોરા સ્વામી હો શ્રી પ્રથમ જિણંદકે રિષભ જિનેશ્વર સાંભળો, મુજ મનની હો જે હું કહું વાતકે છોડી મનનો આંમલો. ॥મો૦ ૧॥ ગુણગિરૂઆહો અવસર લહી આજકે તુજ ચરણે આવ્યો વહી, સેવકને હો કરૂણાની લહેરકે જુઓજો મનમાં ઉંમહી. ॥મો૦ ૨॥ તો હોવે હો અંગોઅંગ આલ્હાદકે, ન કહી જાએ તે વાતડી, દયા સિંધુહો સેવકને સાથકે અવિહડ રાખો પ્રીતડી. ॥ મો૦૩ ॥ હવે અંતરહો નવિ ધરવો ચિત્તકે નિજ સેવક કરી લેખવો, સેવા ચરણની હો દેજ્યો વલી મુજકે નેહભર નીજરે પેખજ્યો. ॥ મો૦ ૪ ॥ ઘણું તુમને હો સ્યું કહું ભગવાન કે દુખદોહગ સહુ ચુરજ્યો, પ્રેમ વિબુધનો હો ભાણ, વિજયના સ્વામીને મનવાંછિત તુમે પુરજ્યો. ૫ મો૦

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૦૮ ॥

શ્રી રૂષભ વરસોપવાસી, પુરવની પ્રીતિ પ્રકાશી, શ્રેયાંસ બોલેરે શાબાશી, બાવાજી વિનતી અવધારો, મારે મંદીરીયે પધારો. બાવાજી. ૧ સેલડી રસ સુજતો વોહેરો, નાથજી ન કરાવો નોહોરો, દરીશન ફલ આપો દોહરો. બાવાજી. ૨. પ્રભુજીએ તવ માંડી પસલી, અહાર લેવાની ગતિ અસલી, પ્રગટયો તવ દુરગતિ વસલી. બાવાજી. ૩.

અજુઆલી તીજ વૈશાખી, પંચ દિવ્ય થતે સુરસાખી; એતે દાન તણી ગતિદાખી. બાવાજી. ૪ જુગાદી પર્વ એ જાણો અખાત્રીજ નામે એ વખાણો; સહુ કોઈ કરે ગલમાણો બાવાજી. ૫ સહસ વરસે કેવલ પાયો, એક લાખ પુર અરચાયો; પછે પરમ મહોદય પાયો. બાવાજી. ૬ એમ ઉદ વદે ઉવઝાયા, પુજે શ્રી રૂષભના પાયા; જિણે આદિ ધર્મ ઉપાયા. બાવાજી. ૭.

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ १०९ ॥

આદિજીનં વંદે ગુણ સદનં, સદનં તા મલ બોધ બોધકતા ગુણ વિસ્મૃત કીર્તિ; કીર્તિત પ્રથમ વિરોધં. આ ॥ ૧ ॥ રોધ રહિત વિસ્ફૂરં દુપયોગં, યોગં દધતમ ભંગ ભંગં નય વ્રજ પેશલ વાચં, વાચં યમ સુખ સંગં આ ॥ ૨ ॥ સંગત પદ સુચિ વચન તરંગં, રંગં જગત દદાનં; દામ સૂર દ્રુમ મુજવલ હ્રદયં, હ્રદયાં ગમ ગુણ ભાન આ૦ ॥ ૩ ॥ ભાનં દિણુ સુરવર, પુન્નાગં, નાગર માન હંસ; હંસં ગતિ પંચમી ગતિ વાસં, વાસવ વિહીત શંસં. આ૦ ॥ ૪ ॥ શંસં તનય વચન મન યમં, ન મંગલ દાતારં, તાર સ્વર મધ ધ્વન પવન માનં, માન સુભ જેતારં. આ૦ ॥ ૫ ॥ ઈત્યં સ્તુત પ્રથમ તિર્થપા પ્રમોદાત્, શ્રી મધ્યશોવિજય વાચક પુંગ વેન; શ્રી ગીરીરા વિરાજમાનોન્મખાતિ. વીતનંત સંતાં સખાની. આ૦ ॥ ૬

# श्री साधारणजिन स्तवन ॥ ११० ॥

આજ મારા પ્રભુજી, સામુ જુઓને, સેવક કહીને બોલાવોરે; એટલેરે, હું મનગમતું પામ્યો, એ રૂઠડાં બાલ મનાવો મોરા સાંઈરે ॥ આજ૦ ૧ ॥ પતિતપાવન શરણાંગત વત્સલ, એ જસ જગમાં ચાહોરે; મનચ મનાવ્યા વિના નવિ મૂકું, એહજ માહરે દાવો, મોરા સાંઈરે; આજ૦ ૨ ॥ કબજે આવ્યા હું નવી છોડું, જ્યાં લગે તુમ સમો થાઉંરે; જો તુમ ધ્યાન વિના શિવ લઈએ, એહજ દાવ બતાવો. મોરા સાંઈરે; આજ૦ ૩ ॥ મહાગોપને મહાનિર્યામક, એવાં એવાં બિરૂદ ધરાવો રે, તો શું અશરણને ઉદ્ધરતાં, ઘણું ઘણું શું કહેવરાવો મોરા સાંઈરે; આજ૦ ॥ ૪ ॥ જ્ઞાન વિમળ પ્રભુ નામ મહા નિધિ, મંગળ એહ વધાવોરે; અચળ અભેદ પણે અવલંબી, અહોનિશી એહિ દિલ આવો ॥મોરા. આજ૦૫॥

# श्री रीषभदेवनुं स्तवन ॥ १११ ॥

હાંરે આજ મળીઓ મુજને તીન ભુવનનો નાથજો, ઉદયો સુખ સુરતરૂ મુજઘટ ઘર આંગણે રેજો; ॥ હાંરે આજ અષ્ટ મહા સિદ્ધિ આવી માહરે હાથજો, નાઠા માઠા દહાડા દરિસણ પ્રભુ તણેરેજો; ॥ ૧ ॥ હાંરે માહરે હિયડે ઉલટી ઉલ્લટ રસની રાશિજો, નેહ સલુણી નજર નિહાળી તાહરી જો; ॥ હાંરે હું તો જાણું નિશદિન એની રહું તુજ પાસજો,

તાહરે નેહ ભેદી મીંજી માહરીરે જો; ॥ ૨ ॥ હાંરે મારી પૂગી પૂરણ રીતે મનની હુંશજો, દુરજનિયા તે દુઃખ ભયાં આવટશે પડયારે જો; ॥ હાંરે પ્રભુ તુંતો સુરતરૂ બીજા જાણ્યા તુસજો, તુજ ગુણ હીરો મુજ હિયડા ઘાટે જડયોરે જો; ॥ ૩ ॥ હાંરે પ્રભુ તુજ શું મારે ચોળ મજીઠો રંગજો, લાગ્યો એહવો તે છે કુણ ટાળી શકેરે જો; હાંરે પ્રભુ પલટે તેતો કાચો રંગ પતંગ જો; લાગ ન લાગે દુર્જનનો કો મુજ થકેરેજો ॥ ૪ ॥ હાંરે પ્રભુ તાહરી મુદ્રા સાચી મોહન વેલજો, મોહ્યા તીન ભુવન જનદાસ થઈ રહ્યારે જો ॥ હાંરે પ્રભુ જે નવી રંજ્યા તે સુરતરૂને ઠેલીજો, દુઃખ વિષવેલી આદર કરવા ઉમહ્યારે જો ॥ ૫ ॥ હાંરે પ્રભુ તાહરી ભક્તિ ભીન્યું માહરૂં ચિત્તજો, તલ જિમ તેલે તેલે જેમ સુવાસનારે જો, હાંરે પ્રભુ તાહરી દીઠી જગમાં મોટી રીતજો, સુફળ ફળ્યા અરદાસ વચન મુજ દાસનારે જો ॥ ૬ ॥ હાંરે માહરે પ્રથમ પ્રભુજી પુરણ ગુણનો ઇશજો, ગાતાં ઋષભ જિનેશ્વર હુંશે મનતણી રેજો, હાંરે મ્હારે વિમળ વિજયવર વાચકને શુભ શિષ્યજો, રામે પામી દિન દિન દોલત અતિ ઘણીરે જો ॥ ૭ ॥

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ११२ ॥

સુરપતિ આગળ એમ જપે શ્રીવીર જિનેશ્વરૂ, ગિરિ રાજ૦ ॥ એતો સકળ તીથમાંહી, સાર શત્રુંજય સુખકરૂ;

ગિરિરાજ૦ ॥૧॥ સિધ્યા ઈહાં સાધુ અનંત, અનંત કેવળધરા ॥ ગિરિરાજ૦ ॥ જિનવર ઈહાં આવ્યા અનેક, જાણીને પાવન ધરા ॥ ગિરિરાજ૦ ॥ ૨ ॥ રાયણ તળે ઋષભ જિણંદ, ગુણાકાર ગેલશું; ॥ ગિરિરાજ૦ ॥ વહાલો પુર્વ નવાણુવાર, પધાર્યા પ્રેમશું; ॥ ગિરરાજ૦ ॥ ૩ ॥ એતો મોક્ષ વધુ વરવાની, પીઠ વખાણીએ ॥ ગિરિરાજ૦ ॥ ત્રિભુવન તારણ એહ, તીરથ જગમાંહી જાણીએ; ॥ ગિરિરાજ૦ ॥ ૪ ॥ દીઠે કરે દુરગતિદૂર, એ દુષમ કાળમાં ॥ ગિરિરાજ૦ ॥ ચાહીનેરે જઈએ સિદ્ધક્ષેત્ર રહીએ એની ચાલમાં ॥ ગિરિરાજ૦ ॥ ૫

## श्री सिध्धाचळजीनुं स्तवन ॥ ११२ ॥

મનના મનોરથ સવી ફળ્યાએ, સિધ્યાં વંછિત કાજ; પૂજો ગિરિરાજેનેએ, પ્રાયે એ ગિરિ શાશ્વતોએ; ભવજળ તરવા ઝાજ, પૂજો ગિરિરાજેનેએ; મણી માણેક મુક્તાફળે એ, રજત કનકનાં ફુલ ॥ પૂ૦ ॥ કેસર ચંદન ઘસી ઘણાં એ, બીજી વસ્તુ અમૂલ ॥ પૂજો૦ ॥ છઠે અંગે દાખીઓએ, આઠમે અંગે ભાખ ॥ પૂ૦ ॥ સ્થિરાવળી પયન્ને વરણવ્યોએ, એ આગમની શાખ; વિમળ કરે ભવિલોકને એ, તેણે વિમળાચળ જાણ ॥ પૂ૦ ॥ શુકરાજાથી વિસ્તર્યોએ, શત્રુંજય ગુણખાણ ॥ પૂ૦ ॥ પુંડરીક ગણધરથી થયો એ, પુંડરિક ગિરિ ગુણધામ ॥ પૂ૦ ॥ સુરનર કૃત એમ જાણીએ એ,

ઉત્તમ એકવીસ નામ ॥ પૂ૦ ॥ એ ગિરિવરના ગુણ ઘણાએ, નાણીએ નવી કહેવાય, ॥ પૂ૦ ॥ જાણે પણ કહી નવી શકે-એ, મુગદ ઘુવડને ન્યાય ॥ પૂ૦ ॥ ગિરિવર ફરસન નવી કર્યોએ, તે રહ્યા ગર્ભાવાસ ॥ પૂ૦ ॥ નમન દર્શન, ફરસન કર્યોએ, પૂરે મનની આશ ॥ પૂ૦ ॥ આજ મહોદય મેં લહ્યોએ, પામ્યો પ્રમોદ રસાળ ॥ પૂ૦ ॥ મણિઉદ્યોત ગિરિ સેવતાં એ, ઘેરઘેર મંગળમાળ ॥ પૂ૦ ॥

## શ્રી સિધ્ધાચળજીનું સ્તવન ॥ ૧૧૪ ॥

ચાલો સખી જિનવંદન જઈએ, શ્રીવિમળાચળ શૃંગે-રે ॥ અનંત સિધ્ધ ધ્યાન સિધ્ધાચળ, ફરસી જે મન રંગેરે, ॥ ચાલો૦ ॥ ૧ ॥ ગુરૂઆચારે સંઘે સુવિહિત, પોતે પાય વિહારીરે; એકલહારી ભૂમિસંથારી, સકળ સચિત પરિહારી-રે ॥ ચાલો૦ ॥ ૨ ॥ શ્રાવક શ્રાવિકા જિન ગુણ ગાતી, પ્રભુ ભક્તિ અતી રાતીરે; તીરથ ફરસન મન ઉજમતી, ગજગતિ ચતુર સુહાતીરે; ॥ ચાલો૦ ॥ ૩ ॥ જીહાં મુનિકોડી શિવ-ગતિ પહોત્યા, નિજ અનુભવ લસલસતીરે; વિષય દ્દોષ ઉપર શમ તરષી, રત્ન ત્રયીમેં રમતીરે ॥ ચાલો૦ ॥ ૪ ॥ રિષભાદિક જિનફરસિત અંગે, ફરસ્યાં પાપ પલાયરે; શુધ્ધ ગુણી સ્મરણ ગુણ પ્રગટે, ધ્યાન લહેરે લીલાયરે ॥ ચાલો૦ ॥ ॥ ૫ ॥ અતીત અનાગતને વર્તમાને, એ તીરથ શીર ટીકોરે શ્રી શત્રુંજય ભક્તેપામે, દેવચંદપદ નીકેરે ॥ ચાલો૦ ॥ ૬

## श्री सिद्धाचळजीनुं स्तवन ॥ ११५ ॥

શેત્રુંજા ગઢના વાસીરે, મુજરો માનજ્યોરે; સેવકની સુણી વાતરે, મનમાં આણુજ્યોરે; પ્રભુ મારા દીઠડે તુમ દેદાર, આજ મુને ઉપન્યો હરખ અપાર; સાહેલીયાની સેવારે, ભવદુઃખ ભાંગશેરે ॥ ૧ ॥ એ આંકણી૦ ॥ એક અરજ અમારીરે, દીલમાં ધારજોરે; ચોરાસી લખ ફેરારે દુર્ગતિ વારજ્યોરે; પ્રભુ મને દુરગતિ પડતો રાખ, દરિસણ વહેલુરે દાખ, સાહેલીયા૦ ॥ ૨ ॥ દોલત સવાઈરે સોરઠ દેશનીરે; બલીહારી હું જાઉંરે પ્રભુતારા વેશનીરે; પ્રભુમારા રૂડું તમારૂં રૂપ, જોતાં મોહ્યાંરે સુરનર ભૂપ; ॥ સાહેલીયાં ॥ ૩ ॥ તીરથ ન કોઈ રે શેત્રુંજા સારખુંરે, પ્રવચન પેખીને કીધું તાહરૂં પારખુંરે; ઋષભને જોઇ જોઈ હરખે જેહ, ત્રિભુવન લીલા પામે તેહ ॥ સાહેલીયા૦ ॥ ૪ ॥ સદાય હું માગુંરે પ્રભુ તારી સેવનારે, ભાવઠ ભાંગોને જગમાં જીવનીરે; પ્રભુ માહરા પુરો મનના કોડ, એમ કહે ઉદય રત્ન કર જોડ સાહેલીયાં૦ ॥ ૫ ॥

## श्री शांतिनाथजीनुं स्तवन ॥ ११६ ॥

સુણ દયાનિધી તુજ પદપંકજ મુજમન મધુકર લીનો; પ્રભુ અચિરા માતાનો જાયો, વિશ્વસેન ઉત્તમ કુળ આયો; એક ભવમાં દોય પદવી પાયો; ॥ સુણ દયાનિધિ૦ ॥ તુંતો રાત દિવસ રહે સુખભિનો ॥ સુણ૦ ॥ ૧ ॥

પ્રભુ ચક્રીજીન પદનો ભોગી, સાંતિ નામ થકી થાય નિરોગી, તુજ સમ અવર નહીં દુજો યોગી ॥ સુણ દયાનિધી૦ ॥ ૨ ॥ ખટ ખંડતણો પ્રભુ તું ત્યાગી નિજ આતમ રિદ્ધિ તણો રાગી; તુજ સમ અવર નહીં વૈરાગી ॥ સુણ દયાનિધી ॥ ૩ ॥ વડવીર થયા સંજમધારી લહે કેવળ દુગ કમળા-સારી; તુજ સમ અવર નહિં ઉપગારી ॥ સુણદયાનિધી૦ ૪॥ પ્રભુ મેઘરથ ભવગુણ ખાણી, પારેવા ઉપર કરૂણા આણી; નિજ સરણે રાખ્યો સુખ ખાણી; સુણ દયાનિધી૦ ॥ ૫ ॥ પ્રભુ કર્મકટક ભવ ભયટાળી, નિજ આતમ ગુણને અજુવાળી પ્રભુ પામ્યા શિવવધુ લટકાળી; ॥ સુણદયાનિધી૦ ॥ ૬ ॥ સાહેબ એક મુજરો માનીજે, નિજ સેવક ઉત્તમ પદ દીજે; રૂપ કીર્તિ કરે તુજ જીવ વિજે ॥ સુણદયાનિધી૦ ॥ ૭ ॥

## श्री शांतिजिन विनती ॥ ११७ ॥

સુણો શાંતિ જીણંદ સોભાગી, હું તો થયો છું તુમ ગુણ રાગી; તુમે નિરાગી ભગવંત, જોતાં કીમ મળશે તંત; ॥ સુણો૦ ॥ ૧ ॥ હું તો ક્રોધ કખાયનો ભરીઓ, તું તો ઉપ--સમ રસનો દરિઓ, હું તો અજ્ઞાને આચરિઓ, તું તો કેવળ કમળા વરિયો ॥ સુણો૦ ॥ ૨ ॥ હું તો વિષયારસનો આશી, તેં તો વિષયા કીધી નિરાશી; હુતો કર્મના ભારે ભાર્યો, તેં તો પ્રભુ ભાર ઉતાર્યો ॥ સુણો૦ ॥ ૩ ॥ હું તો મોહતણે વશ પડીઓ, તેં તો સઘળા મોહને હણીઓ; હું તો ભવસમુદ્રમાં

ખુંચ્યો, તું તો શિવમંદિરમાં પહોંચ્યો; ॥ સુણો૦ ॥ ૪ ॥ મારે જન્મમરણનો જોરો, તેં તોડયો તેહથી દોરો; મારો પાસો ન મેલે રાગ; તમે પ્રભુજી થયા વિતરાગ. ॥ સુણો૦॥ ॥ ૫ ॥ મુને માયાએ મુકયો પાસી, તું તો નિરબંધન અવિનાશી; હું તો સમકિતથી અધુરો, તું તો સકળ પદારથે પુરો; ॥ સુણો૦॥ ॥ ૬ ॥ મારે છો પ્રભુ તુંહી એક, તારે મુજ સરિખા અનેક; હું તો મનથી ન મુકું માન, તું તો માન રહિત ભગવાન ॥સુણો૦ ॥ ૭ ॥ મારૂં કીધું કશું નવિ થાય, તું તો રંકને કરે રાય, એક કરો મુજ મેહેરબાની મારો મુજરો લેજો માની ॥સુણો૦ ॥ ૮ ॥ એકવાર જો નજરે નિરખો, તો કરો મુજને તુમ સરીખો; જો સેવક તમ સરીખો થાશે, તો ગુણ તમારા ગાશે ॥ સુણો૦ ॥ ૯ ॥ ભવોભવ તુમ ચરણની સેવા, હું તો માગું પ્રભુ દેવાધિદેવા; સામું જુઓને સેવક જાણી, એવી ઉદય રત્નની વાણી ॥ સુણો૦ ॥ ૧૦ ॥

## श्री शांतिजीन स्तवन. ॥ ११८ ॥

શાંતિજીનેશ્વર સાચો સાહિબ, શાંતિ કરણ અનુલમે હો જીનજી; તું મેરા મનમેં, તું મેરા દિલમેં, ધ્યાન ધરૂં પલપલમાં સાહેબજી ॥ તું મેરા૦ ॥ ૧ ॥ ભવમાં ભમતાં મેં દરિશન પાયો, આશા પુરો એક પલમેં હો જીનજી ॥ તું મેરા૦ ॥ ૨ ॥ નિરમલ જયોતવદન પર સોહે, નીકસ્યોજી ચંદવાદળમેં હો જીનજી ॥ તું મેરા૦ ॥ ૩ ॥

મેરા મન તુમ સાથે લીનો મીન વસે જ્યું જળમેં સાહેબજી; ॥ તું મેરા૦ ॥ ૪ ॥ જીનરંગ કહે પ્રભુ શાંતિ જીનેશ્વર, દીઠોજી દેવ સકળમેં હો જીનજી ॥ તું મેરા૦ ॥ ૫ ॥

## श्री शांतिनाथनुं स्तवन ॥ ११९ ॥

દુહો—બે કરજોડી વિનવું, સુણ જીનવર શ્રી શાંત ॥
પાપ ખમાવું આપણાં, જે કીધાં એકાંત,

ઢાળ—એક કહું સુણો સ્વામિ, હું તો ચરણ તુંમારા પામી; મુજ માંહે કપટ છે બહોળો; તે સુણતાં મન થાયે દોલો, પરછિદ્ર પ્રગટ મેં કીધાં, કુડાં આળ મેં પરને દીધાં તેથી છોડાવો મુજ તાત, શાંતિનાથ સુણો મોરી વાત ॥૧ ॥

દુહો—ભવ અનંત ભમી આવીયો, ચરણ તુમારે દેવ.
જેમ રાખ્યો પારેવડો તેમ રાખો મુજ હેવ;

ઢાળ—હવે એકેંદ્રિ આદિક જીવ, દુહવ્યા કરતા અતિરીવ; તસ લાખ ચોરાશી ભેદ રાગ દ્વેષ પમાડયા ખેદ, મૃષા બોલંતાં નાવિ લાજ, તો કેમ સરશે આતમકાજ, ચોરી ઇણભવ પરભવ કીધી; પરરમણી શુંદ્રષ્ટીજ દીધી ॥ ૨ ॥

દુહો—મધુબિંદુઆ સમ વિષય સુખ, દુઃખ તો મેરૂ સમાન, માનવિ મન ચિંતે નહિં, કરતો કોડ અજ્ઞાન,

ઢાળ—અજ્ઞાનપણે રિધ્ધિ મેલી, વૃત બાર ભલીપેરે ભેળી હવે સાર કરો પ્રભુ મોરી, હું તો રાતદિવસ સેવા કરૂં તોરી

બહુ ઉભગો છું શ્રીશાંત, મુજ ટાળો ભવની ભ્રાંત, હુંતો માગુંછું અવિચળ રાજ, ઇમ ભણે શ્રીજીનરાજ ॥ ૩ ॥

## श्री पंचतीर्थनुं स्तवन ॥ १२० ॥

( ચોવીસ ચોકની દેશી. )

હે સાહેબજી નેક નજર કરી નાથ સેવકને તારો, હે સાહેબજી મેહેર કરી પુજાનું ફળ મુને આલો, પ્રભુ તુજ મુરતિ મોહન વેલી, પૂજે સૂર અપછરા અલબેલી, વર ઘનસાર કેસરશું ભેળી ॥ હે સાહેબજી૦ ॥ ૧ ॥ સિધ્ધાચળ તિર્થ ભવિ સેવો, ચાૈદ ક્ષેત્રે તિરથ નહીં એવો ॥ એમ બોલે દેવાધિદેવો, ॥ હે સાહેબજી૦ ॥ ૨ ॥ ગિરનારે જઇએ નેમ પાસે, ઈહાં ભવિજન સિધ્ધ જાશે, જસ ધ્યાને પાતિકડાં નાસે ॥ હે સાહેબજી૦ ॥ ૩ ॥ આબુ ગઢે આદિ જીનરાયા, નેમનાથ શિવાદેવી જાયા, જસ ચોસઠ ઇંદ્ર ગુણ ગાયા. ॥ હે સાહેબજી૦ ॥ ૪ ॥ વળી સમેતશિખરે જગના ઇશ, ગયા મોક્ષે જીનરાજ વીશ; ધ્યેય ધ્યાવો ભવિજન નિશદીશ; હે સાહેબજી૦ ૫ ॥ અષ્ટાપદે સકળ કર્મ ટાળી, પ્રભુ વરીયા શિવવધુ લટકાળી, આદિશ્વર પુજતાં દીવાળી, હે સાહેબજી૦ ॥ ૬ ॥ એ આદે તિર્થ પ્રણમો મનરંગે, વળી પુજો પ્રભુને નવ અંગે, કહે ધર્મ ચંદ્ર અતિ ઉછરંગે ॥ હે સાહેબજી૦ ॥ ૭ ॥

## ॥ अथ श्री अष्टापदजीनुं स्तवन ॥ १२१ ॥

[ કુઅર ગંભારો નજરે દેખતાંજી એ દેશી. ]

ચઊ અઠ્ઠ દસ દોય વંદીએજી, વર્ત્તમાન જગદીશરે, અષ્ટાપદ ગિરિઊપરેંજી, નમતાં વાધે જગીશરે ॥ ચ૦ ॥ ૧ ॥ ભરત ભરતપતિ જિન મુખેંજી ઉચ્ચરિયાં વ્રત બારરે, દર્શ-ન સુદ્ધિને કારણેંજી, ચોવીશ પ્રભુનો વિહારરે. ॥ ચ૦ ॥ ૨ ઊંચપણે કોશતિગ કહ્યુંજી, યોજન એક વિસ્તારરે, નિજ-નિજ માન ભરાવીયાંજી, બિંબ સ્વપર ઊપગારરે ॥ ચ૦ ॥ ૩ અજિતાદિક ચઉદાહિણેંજી, પચ્છિમે પઉમાવઇઆઠરે ॥ અનંત આદે દશ ઊત્તરેંજી, પૂર્વે રિખભ વીર પાઠરે ॥ ચ૦॥ ॥ ૪ ॥ રિખભ અજિત પૂર્વે રહ્યાજી, એ પણ આગમ પાઠરે, આત્મ શકતે કરે જાતરાજી, તે ભવિ મુક્તિવરે હણી આઠરે ॥ ચ૦ ॥ ૫ ॥ દેખો અચંભો શ્રીસિધ્ધાચલેંજી, હુવા અસંખ્ય ઉધ્ધારરે; આજ દિને પણ એણે ગિરિજી, ઝગમગ ચૈત્ય ઉદારરે ॥ ચ૦ ॥ ૬ ॥ રહેશે ઉત્સરપીણી લગેંજી, દેવ મહિમા ગુણ દાખિરે, સિંહનિષધાદિક થિરપણેજી, વસુદેવ હિંડની શાખરે ॥ ચ૦ ॥ ૭ ॥ કેવલી જિન મુખ મેં સુ-ણ્યુંજી, એણે વિધેં પાઠ પઠાયરે, શ્રીસુભ વીર વચન રસેંજી, ગાયો રિખભ શિવઠાયરે ॥ ચ૦ ॥ ૮ ॥

## अथ अष्टापद तीर्थ स्तवन ॥ १२२ ॥

તીરથ અષ્ટાપદ નિત્ય નમીંએ, જ્યાં જિનવર ચઉવીશજી, મણિમય બિંબભરાવ્યાં ભરતેં, તે વંદુ નિત્ય દીસજી ॥ તી૦ ॥ ૧ ॥ નિજ નિજ દેહ પ્રમાણેં મૂરતિ દીઠરે મનડું મોહેજી ચતારિ અઠ્ઠદસ દોય ઈણી પરેં જિન ચોવીસે સોહેજી ॥તી૦ ૨॥ બત્રીશ કોશનો પર્વત ઊંચો, આઠ તિહાં પાવડીયોજી; એકેકી ચઉકોશ પ્રમાણે, નવિ જાયે કોઈ ચડીયોજી ॥ તી૦ ૩ ॥ ગૌતમ સ્વામી ચડીયા લબ્ધેં, વાંદ્યા જિન ચોવીશજી, જગચિંતામણિ સ્તવન ત્યાં કીધું, પુગી મનની જગીશજી ॥તી૦ ॥ ૪ ॥ તદભવ મોક્ષગામિ જે માનવ, એ તીરથને વાંદેજી, જંઘા વિદ્યાચારણ વાંદે તેતો લબ્ધિ પ્રસાદેજી ॥ તી૦ ૫ ॥ સાઠ સહસ સુત સગર ચક્રીના, એ તીરથ સેવતાંજી; બારમા દેવલોકેં તે પહોતા, લેહેશે સુખ અનંતાજી ॥ તી૦ ॥ ૬ ॥ કંચનમય પ્રાસાદ ઇહાં છે, વંદન કરવા યોગ્યજી; એ અધિકાર છે આવશ્યક સૂત્રેં, જો જો દઇ ઉપયોગજી; ॥ તી૦ ॥ ૭ ॥ જિહાં આદેસર મુકતેં પહોતા, અવિચલ તીરથ એહજી, જશવંત સાગર શિષ્ય પયંપે, જિનેંદ્ર વધતે નેહજી ॥ તી૦ ॥ ૮ ॥

## ॥ अथ अष्टापदजीनुं स्तवन ॥ १२३ ॥

[ અજિત જીણંદશું પ્રીતડી એ દેશી ]

શ્રી અષ્ટાપદ ઊપરેં, જાણી અવસર હો આવ્યા આ-

દિનાથકે, ભાવે ચોસઠ ઇંદ્રશું સમોસરણે હો મલ્યા મોટા સાથકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧ ॥ વિનિતાપુરથી આવિયો, બહુ સાથે હો વલી ભરત ભુપાલકે વાંદી હઇયડે હેજશું, તાત સૂરતી હોનીકે નયણ નિહાલકે, ॥ શ્રી અષ્ટા૦ ॥ ૨ ॥ લીયે લાખેણા ભામણાં કહે વયણાં હો મહારાં નયણાં ધજાકે; વિણ સાંકલે વિણ દોરડે, બાંધી લીધું હો વહાલાકે મજાકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૩ ॥ લઘુભાઈ એ લાડકા તેંતો તાતજી હો, રાખ્યા હઈયા હજૂરકે; દેશના સુણી વાંદી વદે ધન જીવડા હોજે તરે ભવપૂરકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૪ ॥ પૂછે પ્રેમે પૂરિયો આ ભરતેં હો આગલ જગદીશકે; તીર્થંકર કેતા હોસે, ભણે ઋષભજીહો અમ્હ પછી ત્રેવીશકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ॥ ૫ ॥ માઘની શામલી તેરસેં, પ્રભુ પામ્યા હો પદ પરમાનંદકે, જાણી ભરતેસર ભણે, સસનેહા હો નાભી રાયના નંદકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૬ ॥ મનમોહન દિન કેટલાં મુજસાથેં હો રૂસણો નવિ લીધકે; હેજ હઈયાનો પરિહરી આજ ઉંડાહો અબોલડા કીધકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૭ ॥ વિણવાંકે કાં વિરચિયા, તેં ત્રોડયો હો પ્રભુ પ્રેમનો ત્રાગકે; ઇંદ્રે ભરતને ળુજવ્યા દોષ મ દીઓહો એહ જિન વીતરાગકે ॥ શ્રી અષ્ટા૦॥ ૮ ॥ શોક મુકી ભરતેસરૂ, વાર્દ્ધિકને હો વલી દીધો આદેશકે શુભ કરો જિન થાનકે સચર્યા હો તાતજી રિસહેસકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૯ ॥ વળી બંધવ બીજા સાધુના, તિહાં કીધા હો

ત્રણથુભ અનૂપકે; ઉંચો ફટકનો કુટડો, દેખી ડુંગર હો
હરખ્યો ભણે ભુપકે; ॥ શ્રી અષ્ટા ॥ ૧૦ ॥ રત્ન કનક
થુભઠુંકડો, કર્યો કંચન હો પ્રાસાદ ઊત્તંગકે, ચોબારો ચુપેકરી
એક જોયણ હોં માને મનરંગકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૧ ॥
સિંહ નિષધા નામનો, ચોરાસી હો મંડપ પ્રાસાદકે; ત્રણ
કોશ ઊંચો કનકમય ધ્વજકલશેં હો કરે મેરૂ શું વાદકે ॥
શ્રી અષ્ટા૦ ॥ ૧૨ ॥ વાન પ્રમાણે લંછને, જિન સરખી
હો તિહાં પ્રતિમા કીધકે; દોયચાર આઠ વલી દશ ભણો,
ઋષભાદિક પુરવપર સિદ્ધકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૩ ॥
કંચન ભર્ણાં કમલેં ઠવી પ્રતિમાની હો આણી નાસિ
કા જોડકે, દેવછંદે રંગ મંડપેં નીલ તોરણ હો કરી કોરણી
કોડકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૪ ॥ બંધવ બહિન માતા મણી,
મ્હોટી મૂરતી હો મણી રત્ન ભરાયકો; મરૂદેવા મયગલ ચઢી
સેવા કરતી હો નિજ મુર્તિ પાયકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૫ ॥
પાડિહેરા છત્ર ચામરા યક્ષાદિક હો કીધા અનિમેષકે, ગોમુખ
ચતુર ચક્કેસરી ગઢવાડી હો કુંડ વાવિ વિશેષકે ॥ શ્રી
અષ્ટા૦ ॥ ૧૬ ॥પ્રતિષ્ટા પ્રતિમાતણી, કરાવે હો રાજમુનિ
હાથકે; પૂજા સ્નાત્ર પ્રભાવના, સંઘ ભકતેં હો ખરચી ખરી
આથકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૭ ॥ પડતે આરે પાપીયા, મત
પાડો હો કોઇ વારૂ આઠાઠકે; એક એક જોયણ આંતરે, ઈમ
ચિંતવી હો કરી પાવડી આઠકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૮ ॥
દેવપ્રભાવેં દહેરો રહેસે અવિચલ હો છઠા આરાસીમકે;

વાંદે જે આપ લબ્ધેં કરી નર તેણે ભવહો ભવસાગર ભીમકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૧૯ ॥ કૈલાશ નગરીના રાજીઆ, દીઓ દરિસણ હો કાં એમ કરો ઢીલકે; અરથી હોયે ઊતાવલા, મત રાખો હો અમશું.અણખીલકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૨૦ ॥ મન માન્યા ને મેલવે, આઠામે હોતે ન મલે મિત્તકે; અંતરજામી મલ્યા પખે, કિમ વલે હો રંગલાગો ચિત્તકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૨૧ ॥ ઋષભજી સિધ્ધ વધુ વરયા, ચાંદલીઆ હોતે દેખાડકે; ભલે ભાવેં વાંદી કરી, માગું મુક્તિનો હો મુજ બાર ઊઘાડકે ॥ શ્રી અષ્ટા૦ ॥ ૨૨ ॥ અષ્ટાપદની જાતરા ફલ પામે હો ભવિ આ ભણે·ભાસકે; શ્રીભાવવિજય ઊવઝાયનો ભાણ, ભાપે હો ફલે સઘલી આશકે; ॥ શ્રી અષ્ટા૦ ॥ ૨૩ ॥

## ॥ अथ श्री अष्टापदजीनुं स्तवन ॥ १२४ ॥

( મનડું તે માહરૂં મોકલે માહારા વાહાલાજીરે એ દેશી )

અષ્ટાપદ અરિહંતજી મારા વાહાલાજીરે; આદિસર અવધાર નમીએં નેહશું; ॥ મારા૦ ॥ દસહજાર મુણિંદશું, ॥ મારા૦ ॥ વરીઆ શિવ વધુ સાર; ॥ ન૦ ॥ ૧ ॥ ભરત ભૂપ ભાવેં કર્યો ॥ મારા૦ ॥ ચઉમુખ ચૈત્ય ઉદ્ધાર; ॥ ન૦ ॥ મારા૦ ॥ જિનવર ચોવીસેં જિહાં, ॥ મારા૦ ॥ થાપ્યા અતિ મનોહાર ॥ ન૦ ॥ મા૦ ॥ ૨ ॥ વરણ પ્રમાણે

બિરાજતા ॥ મા૦ ॥ લંછનને અલંકાર ॥ ન૦ ॥ મા૦ ॥ શમનાસાએં શોભતા ॥મા૦॥ ચિહું દિશેં ચાર પ્રકાર ॥ ન૦ ॥ ॥ મા૦ ૩ ॥ મંદોદરી રાવણ તિહાં ॥ મા૦ ॥ નાટક કરતા વિચાર; ॥ ન૦ ॥ ત્રુટી તાંત તવ સાવણે ॥ મા૦ નિજ કર વીણા તતકાળ; ॥ ન૦ ॥ ૪ ॥ કારી વજાવી તેણે સમે ॥ મા૦ ॥ પણ નવી તોડ્યું તે તાન ॥ ન૦ ॥ તીર્થંકર પદ બાંધીઊં ॥ મા૦ ॥ અદભુત ભાવશું ગાન ॥ ન૦ ૫ ॥ નિજલબ્ધી ગૌતમ ગુરૂ ॥ મા૦ ॥ કરવા આવ્યા તે જાત; ॥ ન૦ ॥ જગ ચિંતામણિ તિહાં કરયો ॥ મા૦॥ તાપસ બોધ વિખ્યાત ॥ન૦॥ મા૦ ॥૬॥ એ ગિરી મહિમા મોટકો ॥ મા૦ ॥ તેણે ભવે પામે જે સિદ્ધિ ॥ન૦॥ તે નિજ લબ્ધી જિન નમે; ॥ મા૦ ॥ પામે શાસ્વતી રિદ્ધિ ॥ ન૦ ॥ ૭ ॥ પદમ વિજય કહે એહના; ॥ મા૦ ॥ કેતાં કરૂંરે વખાણ ॥ ન૦ ॥ વીરેસ્વર મુખેં વરણવ્યો; ॥ મા૦ ॥ નમતાં કોડ કલ્યાણ ॥ ન૦ ॥ મા૦ ॥ ૮ ॥ ઈતિ ॥

## श्री सीमंधरजीन स्तवन ॥ १२५ ॥

ધનધન ખેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિકિણી ગામ; ધન્ય તિહાંનાં માનવીજી, નિત ઉઠી કરેરે પ્રણામ; સીમંધર સ્વામી કઇયેરે, હું મહાવિદેહ આવીશ, જયવંતા જિનવર કઇયેરે હું તુમને વાંદિશ. ॥ ૧ ॥ ચાંદલિયા સંદેશડોજી, કહેજો સીમંધર સ્વામ; ભરત ક્ષેત્રનાં માનવીજી, નિતઉઠી

કરેરે પ્રણામ ॥ સી૦ ॥ ૨ ॥ સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઇંદ્રનરેશ; સોનાતણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ સી૦ ॥ ૩ ॥ ઇંદ્રાણી કાઢે ગહુંલીજી, મોતીના ચોક પૂરેશ; રલીરલી લીયે લૂછણાંજી, જિનવર દીયે ઉપદેશ ॥ સી૦ ૪ એહવે સમે મેં સાંભળ્યુંજી, હવે કરવાં પચ્ચખ્ખાણ; પોથી ઠવણી તિહાં કણેજી, અમૃતવાણી વખાણ ॥ સી૦ ૫ રાયને વહાલાં ઘોડલાંજી, વેપારીને વહાલા છે દામ; અમને વહાલા સીમંધર સ્વામી, જિમ સીતાને શ્રીરામ; ॥ સી૦ ૬ નહીં માગુ પ્રભુ રાજ ઋદ્ધિજી, નહીં માગુ ગરથ ભંડાર; હું માગું પ્રભુ એટલુંજી, તુમ પાસે અવતાર, સી૦ ॥ ૭ ॥ દૈવ ન દીધી પાંખડીજી, કેમ કરી આવુંરે હજૂર; મુજરો મારો માનજોજી, પ્રહ ઉગમતે સૂર ॥ સી૦ ૮ ॥ સમયસૂંદરની વીનતીજી, માનજો વારંવાર; બે કરજોડી વિનવુંજી, વિનતડી અવધાર. ॥ સી૦ ॥ ૯ ॥

## श्री सीमंधरस्वामीजीनुं स्तवन ॥ १२६ ॥

મનડું તે માહારૂં મોકલે, મહારા વાહાલાજીરે; સસિહર સાથે સંદેશ, જઈને કહેજો માહરા વાહાલાજીરે. ॥ એ આંકણી ॥ ભરતના ભક્તને તારવા, ॥ મા૦ ॥ એકવાર આવોને આ દેશ, ॥ જઈ૦ ॥ ૧ ॥ પ્રભુજી વસો પુષ્કલાવતી, ॥ મા૦ ॥ મહાવિદેહ ખેત્ર મઝાર ॥ જઇ૦ ॥ પુરી રાજે પુંડરિકિણી, ॥ મા૦ ॥ જિહાં પ્રભુનો અવતાર ॥ જઈ૦ ॥૨

શ્રી સીમંધર સાહિબા ॥ મા૦ ॥ વિચરંતા વીતરાગ, ॥ જઇ૦ ॥ પડિબોહો બહુ પ્રાણીને ॥ મા૦ ॥ તેહનો પામે કુણતાગ ॥ જઇ૦ ॥ ૩ ॥ મન જાણે ઉડી મલું, ॥ મા૦ ॥ પણ પોતે નહીં પાંખ; ॥ જઇ૦ ॥ ભગવંત તુમ જોવાભણી ॥ મા૦ ॥ અલજો ધરે છે બેહુ આંખ; ॥ જઇ૦ ॥ ૪ ॥ દુર્ગમ મોહોટા ડુંગરા ॥ મા૦ ॥ નદી નાલાનો નહીંપાર. ॥ જઇ૦ ॥ ઘાંટીની આંટી ઘણી ॥ મા૦ ॥ અટવી પંથ અપાર જઇ૦ ૫ ॥ કોડી સોનૈયે કાશીદી ॥ મા૦ ॥ કરનારો નહીં કોય જઇ૦ કાગળીઓ કેમ મોકલું ॥ મા૦ ॥ હોંશ તો નિત્ય નવ-લી હોય ॥ જઇ૦ ॥ ૬ ॥ લખું જે જે લેખમાં ॥ મા૦ ॥ લાખ ગમે અભિલાષ ॥ જઇ૦ ॥ તમે લેજામાં તે લહો ॥ મા૦ ॥ સમય પૂરે છે સાખ ॥ જઇ૦ ॥ ૭ ॥ લોકાલોક સરૂપના ॥ મા૦ ॥ જગમાં તુમે છો જાણ ॥ જઇ૦ ॥ જાણ આગળ શું જણાવિયે ॥ મા૦ ॥ આખર અમે અજાણ ॥ જઇ૦ ॥ ૮ ॥ વાચક ઉદયની વિનતી ॥ મા૦ ॥ સસિહર કહ્યા સંદેશ ॥ જઇ૦ ॥ માની લેજો માહરી ॥ મા૦ ॥ વસતાં દૂર વિ-દેશ ॥ જ૦ ॥ ૯ ॥



# अथ पंडित श्रीवीरविजयजीकृत श्रीशत्रुंजय महिमागर्भित नवाणुं प्रकारी पूजा प्रारंभः॥

॥ तत्र ॥

## ॥ प्रथम पुजा प्रारंभः ॥

દોહા—શ્રી શંખેશ્વર પાસજી, પ્રણમી શુભગુરૂ પાય; વિમલાચલ ગુણ ગાઇશું, સમરી શારદ માય ॥ ૧ ॥ પ્રાયે એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિં પાર, પ્રથમ જિણંદ સમોસર્યા, પૂવ નવાણું વાર ॥ ૨ ॥ અઢીય દ્વીપમાં એ સમો, તીર્થ નહિં ફળદાય, કળિયુગ કલ્પતરૂ વડો, મુક્તાફળશું વધાય ॥ ૩ ॥ યાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ; પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચલ ધામ ॥ ૪ ॥ નવ કલશે અભિષેક નવ, એમ એકાદશ વાર ॥ પૂજા દીઠ શ્રીફળ પ્રમુખ, એમ નવાણું પ્રકાર ॥ ૫ ॥

ઢાળ—॥ ઝુંબખડાની દેશી ॥

યાત્રા નવાણું કરીયે સલુણા, કરિયે પંચ સનાત; સુનંદાકો કંત નમો; ગણણું લખ નવકાર ગણી જે, દોય અઠમ છઠ સાત ॥ સુ૦ ॥ ૧ ॥ રથયાત્રા પ્રદક્ષિણા દીજે, પૂજા નવાણું પ્રકાર ॥ સુ૦ ॥ ધુપ દીપ ફળ નૈવેદ્ય મૂકી, નમિયે નામ હજાર ॥ સુ૦ ॥ ૨ ॥ આઠ અધિક શત ટુંક ભલેરાં, મહોટાં તિહાં એકવીશ ॥ સુ૦ ॥ શત્રુંજય ગિરિ ટુંકએ

પહેલું, નામ નમો નિશદીશ ॥ સુ૦ ॥ ૩ ॥ સહસ અધિક અઠમુનિવર સાથે, બાહુબલી શિવઠામ ॥ સુ૦ ॥ બાહુબલી ટુંક નામ એ બીજું, ત્રીજું મરૂદેવી નામ ॥ સુ૦ ॥ ૪ ॥ પુંડરીકગિરિ નામ એ ચોથું, પાંચ કોડી મુનિ સિદ્ધ ॥સુ૦ પાંચમું ટુંક રેવતગિરિ કહિયે, તેણે એ નામ પ્રસિદ્ધ; સુ૦ ॥ ૫ ॥ વિમળાચલ સિદ્ધરાજ ભગીરથ, પ્રણમીજે સિદ્ધ ક્ષેત્ર ॥ સુ૦ ॥ છહરીપાળી એણે ગિરિ આવી, કરિયે જન્મ પવિત્ર ॥ સુ૦ ॥ ૬ ॥ પૂજાયે પ્રભુ રીઝવું રે, સાધું કાય: અનેક ॥ સુ૦ ॥ શ્રીશુભવીર હૃદયમાં વસજો, અલબેલા ઘડી એક ॥ સુ૦ ॥ ૭ ॥

**અથ કાવ્યં**--॥ દ્રુતવિલંબિતવૃત્તમ ॥

ગિરિવરં વિમલાચલનામકં, ઋષભમુખ્ય જિનાંઘ્રિપવિત્રતં; હૃદિ નિવેશ્ય જલૈર્જિનપૂજનં, વિમલમાપ્ય કરોમિ નિજાત્મકં ॥ ૧ ॥ એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું.

**અથ મંત્ર**–ૐ -હ્રીં શ્રી પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલાદકં યજામહે સ્વાહા ॥

( એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો. )

॥ ઈતિ પ્રથમ પૂજાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥ ૧ ।



## ॥ अथ द्वितीय पुजा प्रारंभः ॥

દોહા—એકેકું ડગલું ભરે, ગિરિ સન્મુખ ઉજમાળ,
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તત્કાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ રાગ પૂર્વિ, ઘડી ઘડી સાંભરે, શાંતિ સલૂણા—એ દેશી ॥

ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવસંચિત કર્મ ખપાવે ॥ ગિરિ૦ ॥ ઋષભ જિનેશ્વર પૂજા રચાવે, નવનવે નામે ગિરિગુણ ગાવે ॥ ગિરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સહસ્ર કમળને મુકિતનિલય ગિરિ, સિદ્ધાચળ શતકુટ કહાવે; ॥ ગિરિ૦ ॥ ઢંક કદંબને કોડિ નિવાસો, લોહિત તાલધ્વજ સુર ગાવે ॥ ગિરિ૦ ॥ ૨ ॥ ઢંકાદિકપંચ કૂટ સજીવન, સુર નર મુનિ મળી નામ થપાવે ॥ ગિરિ૦ ॥ રયણખાણ જડી બુટી ગુફાઓ, રસકૂંપિકા ગુરૂ ઈહાં બતાવે ॥ ગિરિ૦ ॥ ૩ પણ પુણ્યવંતા પ્રાણી પાવે, પુણ્ય કારણ પ્રભુપૂજા રચાવે ॥ ગિરિ૦ ॥ દશકોટી શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે ॥ ગિરિ૦ ॥ ૪ ॥ તેથી એક મુનદાન દિયંતાં, લાભ ઘણો સિદ્ધાચળ થાવે ॥ ગિરિ૦ ॥ ચંદ્રશેખર નિજ ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે ॥ ગિરિ૦ ॥ ॥ ૫ ॥ ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે ॥ ગિરિ૦ ॥ ચૈત્રી કાર્તિક પુનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે ॥ ગિરિ૦ ॥ ૬ ॥ ઋષભસેન જિન આ-

દે અસંખ્યા, તીર્થંકર મુક્તિસુખ પાવે ॥ ગિરિ૦ ॥ શિવવહુ વરવા મંડપ એ ગિરિ. શ્રીશુભવીર વચન રસ ગાવે ॥ ગિરિ૦ ॥ ૭ ॥ કાવ્યં, ગિરિવરં૦ ॥

અથ મંત્રઃ, ૐ ઓ -હ્રીં શ્રીં પરમ૦, ય૦, સ્વાહા, ઈતિ દ્વીતીયાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥ ૨ ॥

## ॥ अथ तृतीय पुजा प्रारंभः ॥

દોહા—નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમળગિરિંદ, ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ ॥ ૧ ॥

ઢાળ—મનમોહન મેરે—એ દેશી ધન ધન તે જગ પ્રાણિયા, મનમોહન મેરે, કરતા ભક્તિ પવિત્ર ॥ મ૦ ॥ પુણ્યરાશિ મહાબલ ગિરિ ॥ મ૦ ॥ દૃઢશક્તિ શતપત્ર ॥મ૦ ૧ ॥ વિજયાનંદ વખાણિયે ॥ મ૦ ॥ ભદ્રંકર મહાપીઠ ॥મ૦ સુરગિરિ મહાગિરિ પુણ્યથી, મ૦ આજ મેં નજરે દીઠ, મ૦ ॥ ૨ ॥ એંશિ યોજન પ્રથમારકે ॥ મ૦ ॥ સિત્તેર સાઠ પચાસ ॥ મ૦ ॥ બાર યોજન સાત હાથનો ॥ મ૦ ॥ છઠે પોહોળો પ્રકાશ, ॥ મ૦ ॥ ૩ ॥ પંચમ કાળે પામવો ॥ મ૦ દુલહો પ્રભુદેદાર, ॥ મ૦ ॥ એકેંદ્રિય વિકલેંદ્રિમાં ॥ મ૦ કાઢયો અનંતો કાળ ॥ મ૦ ॥ ૪ ॥ પંચેંદ્રિય તિર્યંચમાં ॥ મ૦ ॥ નહીં સુખનો લવલેશ ॥ મ૦ ॥ ઘુર્ણાક્ષર ન્યાયે લહ્યો, ॥ મ૦ ॥ નરભવ ગુરૂ ઉપદેશ ॥ મ૦ ॥ ૫ ॥ બહુ શ્રુત ચરણની સેવના ॥ મ૦ ॥ વસ્તુધર્મ ઓળખાણ ॥ મ૦

આત્મસ્વરૂપ રમણે રમે ॥ મ૦ ॥ ન કરે જૂઠ ડફાણ ॥ મ૦ ॥ ૬ ॥ કારણે કારજ નીપજે ॥ મ૦ ॥ દ્રવ્ય તે ભાવ નિમિત્ત ॥ મ૦ ॥ નિમિત્તવાસી આતમા ॥ મ૦ ॥ બાવના ચંદનશીત ॥ મ૦ ॥ ૭ ॥ અન્વયવ્યતિરેકે કરી ॥ મ૦ ॥ જિનસુખ દર્શનરંગ ॥ મ૦ ॥ શ્રીશુભવીર સુખી સદા ॥ મ૦ ॥ સાધક કિરિયા અસંગ ॥ મ૦ ॥ ૮ ॥ કાવ્યં ॥ ॥ ગીરીવરં૦ ॥અથ મંત્ર:. ૐ ઓ હ્રીં શ્રીં પરમ૦ ય૦ ॥ સ્વાહા ॥ ઇતિ તૃતીયાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

## ॥ अथ चतुर्थ पुजा प्रारंभः ॥

દોહા ॥ શેત્રુંજી નદી ન્હાઈને, મુખ બાંધી મુખકોશ દેવયુગાદિ પૂજીયે, આણી મન સંતોષ ॥ ૧ ॥

ઢાળ—અને હાંરે વહાલોજી વાયે છે વાંસળીરે—એ દેશી. અને હાંરે વહાલો વસે વિમળાચળે રે, જિહાં હુઆ ઊદ્ધાર અનંત ॥ વા૦ ॥ અ૦ ॥ વાહાલાથી નહિં વેગળા રે, મુને વાહાલો સુનંદાનો કંત ॥ વા૦ ૧ ॥ અ૦ ॥ આ અવસર્પિણી કાળમાંરે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ બીજો ઉદ્ધાર પાટ આઠમેરે, કરે દંડવીરજ ભૂપાલ. ॥ વા૦ ॥ ૨ ॥ અ૦ ॥ સીમંધર વયણાં સુણીરે, ત્રીજો કરે ઈશાનેંદ્ર ॥ વા૦ ॥ અ૦ સાગર એક કોડી અંતરેરે, ચોથો ઉદ્ધાર માંહેંદ્ર ॥ વા૦ ॥ ૩ ॥ અ૦ ॥ દશ કોડી

વળી સાગરે રે, કરે પંચમ પંચમ ઇંદ્ર ॥ વા૦ ॥ અ૦
એક લાખ કોડિ સાગરે રે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર ॥ વા૦ ॥
॥ ૪ ॥ અ૦ ॥ ચક્રીસગર ઉદ્ધાર તે સાતમો રે, આઠમો
વ્યંતરેંદ્રનો સાર ॥ વા૦ ॥ અ૦ ॥ તે અભિનંદન ચંદ્રપ્ર-
ભુ સમેરે, કરે ચંદ્રજસા ઉદ્ધાર ॥ વા૦ ॥ ૫ ॥ અ૦ ॥
નંદનશાંતિ જિણંદના રે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર ॥ વા૦ ॥
અ૦ ॥ અગીયારમો રામચંદ્રનો રે, બારમો પાંડવનો ઉદ્ધાર
વા૦ ॥ ૬ ॥ અ૦ ॥ વિશ કોડિ મુનિ સાથે પાંડવા રે, ઇહાં
વરિયા પદ મહાનંદ ॥ વા૦ ॥ અ૦ ॥ મહાનંદ કર્મસુડણ
કૈલાસ છે રે, પુષ્પદંત જયંત આનંદ ॥ વા૦ ॥ ૭ ॥ અ૦
શ્રીપદ હસ્તગિરિ શાશ્વતો રે, એ નામ તે પરમ નિધાન
॥ વા૦ ॥ અ૦ ॥ શ્રી શુભવીરની વાણીયેરે, ધરી કાન કરો
બહુ માન ॥ વા૦ ॥ ૮ ॥ કાવ્યં ॥ ગિરિવરં ॥

અથ મંત્રઃ ॥ ૐ -હ્રીં શ્રી પરમ૦ ॥ ચ૦ ॥ સ્વાહા
॥ ઇતિ ચતુર્થાભિષેકે ઉત્તરપુજા સમાપ્ત ॥

# अथ पंचम पुजा प्रारंभः

દોહા—ચોથે આરે એ થયા, સવિ મ્હોટા ઉદ્ધાર,
સુક્ષ્મ ઉદ્ધાર વચે થયા, ક્હેતાં નાવે પાર ॥ ૧ ॥

ઢાળ—તેજે તરણીથી વડોરે ॥ એ દેશી ॥ સંવત
એક અઠલંતરેરે, જાવડશાનો ઉદ્ધાર, ઉદ્ધરજો મુજ સાહિબા
રે, નાવે ફરી સંસાર હો જિનજી; ભક્તિ હ્દયમાં ધારજોરે,

અંતર વૈરી વારજોરે, તારજો દીનદયાલ ॥ ૧ ॥ એ આંકણી
બાહુડમંત્રીયે ચૌદમોરે, તીર્થે કરયો ઉદ્ધાર ॥ બાર તેરોત્તર
વર્ષમાંરે, વંશ શ્રીમાલી સાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૨ ॥
સંવત તેર એકોત્તરે રે, સમરોશા ઓસવાલ; ન્યાયદ્રવ્યવિધિ
શુદ્ધતારે, પન્નરમો ઉદ્ધાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૩ ॥
પન્નરશે સત્યાશીયેરે, શોલમો એ ઉધ્ધાર; કર્માશાયે કરાવિ-
યો રે, વરતે છે જયકાર હો જિનજી ॥ ભકતી૦ ॥ ૪ ॥
સુરી દુપ્પસહ ઉપદેશથીરે, વીમલવાહન ભુપાલ, છેલો ઉધ્ધાર
કરાવશેરે, સાસયગિરિ ઉજમાલ હો જીનજી ॥ ભકતી૦ ॥
॥ ૫ ॥ ભવ્યગિરિ સીધ્ધશેખરોરે, મહાજસ ને માલ્યવંત ॥
પૃથ્વીપીઠ દુઃખહર ગિરિરે, મુકતીરાજ મણીકંત હો જીન-
જી ॥ ભકતી. ॥ ૬ ॥ મેરૂ મહીધર એ ગિરિરે, નામે સદા
સુખ થાય, શ્રી શુભવીરને ચિત્તથીરે, ઘડીય ન મેં મહેલણુ જાય
હો જિનજી ॥ ભક્તિ ॥ ૭ ॥ કાવ્યં ॥ ગીરીવરં. ॥

અથ મંત્ર ઓં -હીઁ શ્રી પરમ૦ ય૦ ॥ સ્વાહા ॥
ઇતિ પંચમાભીષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥

---

## ॥ अथ षष्टम पूजा प्रारंभ ॥

દોહા—સીધ્ધાચલ સીધ્ધી વર્યા, ગૃહી મુની લીંગે અનંત ॥
આગે અનંતા સીઝશે, પૂજો ભવી ભગવંત ॥ ૧ ॥

ઢાળ—॥ ચતુરેમે ચતુરી કોણુ, જગતકી મોહની—એ દેશી ॥

સખરે મેં સખરી કોણુ, જગતકી મોહની ॥ ઋષભ જીનંદકી પડીમા, જગતકી મોહની ॥ રયણમય મૂર્ત્તિ ભરાઈ ॥ જગતકી મોહની ॥ હાં હાં રે ॥ જગ૦ ॥ પ્યારે લાલ, જગતકી મોહની ॥ એ આંકણી ॥ ભરતે ભરાઈ સોય, પ્રમાના લે કરી ॥ કંચનગીરીયે બેઠાઈ, દેખત દુનીયાં ઠરી ॥ હાં હાં રે દેખત૦ ॥ પ્યા૦ દેખ૦ ॥ ૧ ॥ સખરે૦ ॥ સાતમોધ્ધારમે ચક્રીસગર, સુર ચીંતવી ॥ દુઃખમ કાલ વીચાર, ગુફામેં જા ઠવી ॥ હાં હાં રે ગુફા૦ ॥ પ્યા૦ ॥ ગુ૦ ॥ દેવ દેવી હર રોજ, પૂજનકું જાવતે ॥ પૂજાકો ઠાઠ બનાય, સાંચું ગુણ ગાવતે ॥ હાં હાં રે સાંચુ૦ ॥ પ્યા૦ ॥ સાંચું૦ ॥ ૨ ॥ સખરે૦ ॥ અપ્સરા ઘુંઘટ ખોલકે, આગે નાચતે ॥ ગીત ગાન ઓર તાન, ખડા હરી દેખતે ॥ હાં હાં રે ખડા૦ ॥ પ્યા૦ ॥ ખ૦ ॥ જીનગુણ અમૃતપાનસે, મગન ભઈ ઘડી ॥ ઠમ ઠમ ઠમકે પાઉં, બલૈયાં લે ખડી ॥ હાં હાં રે બલૈ૦ ॥ પ્યા૦ ॥ બ૦ ॥ ૩ ॥ સખરે૦ ॥ યા રીત ભક્તીમગ્નસે, સુર સેવા કરે ॥ સુરસાન્નિધ્ય નર દર્શન ભવ ત્રીજે તરે ॥ હાં હાં રે ભવ૦ ॥ પ્યા૦ ॥ ભ૦ ॥ પશ્ચિમ દીશ સોવન્ન, ગુફામેં માલ્હતે ॥ તીને કંચનગીરી નામ કે દુનીયાં બોલતે ॥ હાં હાં રે દુની૦ ॥ પ્યા૦ ॥ દુ૦ ॥ ૪ ॥ સખરે૦ ॥ આનંદ ઘર પુણ્ય કંદ, જયાનંદ

જાનીરે ॥ પાતાલમૂલ વીલાસ, વીશાલ બખાનીયે ॥ હાં હાં રે વીશા૦ ॥ ધ્યારે૦ ॥ વી૦ જગતારણુ અકલંક, એ તીરથ માનીયે ॥ શ્રી શુરવીર વીવેકે, પ્રભુકું પીછાનીયે હાં હાં રે પ્રભુ૦ ॥ ધ્યા૦ ॥ પ્ર૦ ॥ ૫ ॥ સખરે૦ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં ॥ ॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ષષ્ઠાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત ॥

## ॥ अथ सप्तमपूजा प्रारंभ ॥

દોહા--નમી વિનમિ વીદ્યાધરા, દોય કોડી મુનીરાય, સાથે સિદ્ધિવધૂ વર્યા, શત્રુંજય સુપસાય ॥ ૧ ॥ ઢાળ. ॥

સહસા વનમાં એક દિન સ્વામી એ દેશી.

આવ્યાં છું આશ ભર્યાંરે, વાલાજી અમે આવ્યાં રે આશ ભર્યાં ॥ એ આંકણી ॥ નમી પુત્રી ચોશઠ મલીને, ઋષભ પાઉં પર્યાં, કરજોડી વીનયે પ્રભુ આગે, એમ વચણાં ઉચ્ચર્યાંરે ॥ વા૦ ૧ ॥ નમી વીનમી જે પુત્ર તુમારા, રાજ્યભાગ વીસર્યાં; દીનદયાલે દીધો પામી, આજ લગે વીચર્યાંરે ॥ વા૦ ૨ ॥ બ્રાહ્મરાજ્ય ઉભગી પ્રભુ પાસે, આવે કાજ સર્યાં, અમે પણુ તાતજી કારજ સાધું, સાન્નીધ્ય આપ કર્યાં રે ॥ વા૦ ૩ ॥ એમ વદંતી પાગે ચઢંતી, અણુસણુ ધ્યાન ધર્યાં, કેવલ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોતી મલ્યાં રે ॥ વા૦ ૪ ॥ એક અવગાહને સીદ્ધ અનંતા,

દુગ ઉપયોગ વર્યા, ફરસીત દેશ પ્રદેશ અસંખીત, ગુણાકાર કર્યા રે ॥ વા૦ ૫ ॥ અકર્મક મહાતીરથ હેમગીરી, અનંત શક્તી ભર્યા, પુરૂષોત્તમ ને પર્વત રાજા, જ્યોતીરૂપ ધર્યાં રે ॥ વા૦ ૬ ॥ વીલાસભદ્ર સુભદ્ર એ નામે, સુણતાં ચીત ઠર્યાં, શ્રી શુભવીર પ્રભુ અભીષેકે, પાતક દુર હર્યાં રે ॥વા૦૭॥

॥ કાવ્યં ॥ ગીરીવરં૦ ॥ અથ મંત્ર ॥

ૐ હ્રીં શ્રીં પરમ ॥ ય૦ ॥ સ્વા૦ ॥

ઈતી સપ્તમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત.

## ॥ अथ अष्टम पूजा ॥

દોહા--દ્રાવીડને વારીખીલ્લજી, દશ કોડી અણગાર; સાથે સિદ્ધિ વધૂ વર્યા, વંદૂ વારંવાર ॥ ૧ ॥

ઢાળ—તોરણ આઈ કયું ચલે રે—એ દેશી.

ભરતને પાટે ભૂપતી રે, સીધ્ધી વર્યા એણે ઠાય, સલૂણા, અસંખ્યાતા તીહાં લગે રે, હુઆ અજીત જીનરાય ॥ સલુણા ॥ ૧ ॥ જેમ જેમ એ ગીરી ભેટીયે રે, તેમ તેમ પાપ પલાય ॥ સ૦ ॥ અજીત જીનેશ્વર સાહીબો રે, ચોમાસું રહી જાય ॥ સ૦ ॥ જે૦ ૨ ॥ સાગરમુની એક કોડીશું રે, તોડયા કર્મના પાસ ॥ સ૦ ॥ પાંચ કોડી મુનીરાજશું રે, ભરત લહ્યા શીવવાસ ॥ સ૦ જે૦ ૩ ॥ આદીશ્વર ઉપકારથી રે, સત્તર કોડી સાથ ॥ સ૦ ॥ અજીતસેન

સીધ્ધાચળે રે, ઝાલ્યો શીવવહૂ હાથ ॥ સ૦ જે૦ ૪ ॥ અજીતનાથ મુની ચૈત્રની રે, પુનમે દશ હજાર ॥ સ૦ ॥ આદીત્યયશા મુક્તિ વર્યા રે, એક લાખ અણુગાર ॥ સ૦ ॥ જે૦ ॥ ૫ ॥ અજરામર ક્ષેમંકરૂ રે, અમરકેતુ ગુણકંદ ॥ સ૦ ॥ સહસ્રપત્ર શીવંકરૂ રે. કર્મક્ષય તમ:કંદ ॥ સ૦ ॥ જે૦ ॥ ૬ ॥ રાજરાજેશ્વર એ ગીરી રે, નામ છે મંગળ રૂપ ॥ સ૦ ॥ ગીરીવર રજતરૂમંજરી રે, શીશ ચઢાવે ભૂપ ॥ સ૦ ॥ જે૦ ॥ ૭ ॥ દેવયુગાદી પૂજતાં રે, કર્મ હોયે ચકચુર ॥ સ૦ ॥ શ્રી શુભવીરને સાહેબા રે, રહેજો હઈડા હજુર ॥ સ૦ ॥ જે૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ગીરીવરં૦ ॥

અથ મંત્ર: ॥ ૐ -હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ય૦ સ્વાહા ॥

ઇતિ અષ્ટમાભીષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥

## ॥ अथ नवम पूजा ॥

દોહા--રામ ભરત ત્રણ કોડશું, કોડી મુની શ્રીસાર;
કોડી સાડી અઠ્ઠ શિવ વર્યા, સાંબ પ્રદ્યુમ્નકુમાર ॥૧॥

ઢાળ—ઉંચોને અલબેલો રે, કામણગારો કાનુડો—એ દેશી.

સિધ્ધાચળ શિખરે દીવો રે, આદીશ્વર અલબેલો છે; જાણે દર્શન અમૃત પીવો રે ॥ આ૦ ॥ શિવ સોમજસાની લારે ॥ આ૦ ॥ તેર કોડી મુનિ પરિવારે રે ॥ આ૦ સિ૦૧॥ કરે શિવસુંદરીનું આણું રે ॥ આ૦ ॥ નારદજી લાખ એકા-

ણું રે ॥ આ૦ ॥ વસુદેવની નારી પ્રસિદ્ધ રે ॥ આ૦ ॥
પાંત્રીશ હજાર તે સિધ્ધિ રે ॥ આ૦ સિ૦ ૨ ॥ લખ બા-
વન ને એક કોડિ રે ॥ આ૦ ॥ પંચાવન સહસને જોડી રે
॥ આ૦ ॥ સાતશે સત્યોતેર સાધુ રે ॥ આ૦ ॥ પ્રભુ શાંતિ
ચોમાસું કીધું રે ॥ આ૦ સિ૦ ૩ ॥ તવ એ વરીયા શીવ
નારી રે ॥ આ૦ ॥ ચૌદ સહસ મુનિ દમીતારી રે ॥ આ૦
પ્રદ્યુમ્ન પ્રિયા અચંભી રે ॥ આ૦ ॥ ચૌઆલીશશે વૈદર્ભી
રે ॥ આ૦ સિ૦ ૪ ॥ થાવચ્ચાપુત્ર હજારે રે ॥ આ૦ ॥
શુક પરિવ્રાજક એ ધારે રે ॥ આ૦ ॥ સેલગ પણસય વિ-
ખ્યાતે રે ॥ આ૦ ॥ સુભદ્રમુની સય સાતે રે ॥ આ૦ સિ૦
૫ ॥ ભવતરીયા તેણે ભવતારણ રે ॥ આ૦ ॥ ગજચંદ્ર
મહોદય કારણ રે આ૦ સુરકાંત અચલ અભિનંદો રે આ૦
સુમતિ શ્રેષ્ટ ભયકંદો રે ॥ આ૦ સિ૦ ૬ ॥ ઈહાં મોક્ષ ગયા
કેઇ કોટી રે આ૦ અમને પણ આશા મોટી રે આ૦ શ્રદ્ધા
સંવેગે ભરીયો રે ॥ આ૦ ॥ મેં મોટો દરિયો તરીયો રે
॥ આ૦ સિ૦ ૭ ॥ શ્રધ્ધાવિણ કુણ ઈહાં આવે રે આ૦
લઘુ જળમાં કેમ તે નાવે રે આ૦ તેણે હાથ હવે પ્રભુ ઝાલો
રે આ૦ શુભવીરને હઇડે વહાલો રે ॥ આ૦ સિ૦ ૮ ॥

કાવ્યં ગિરિવરં૦ અથ મંત્રઃ

॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ય૦ સ્વાહા ॥

ઈતિ નવમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત

# ॥ अथ दशम पूजा ॥

દોહા—કદંબ ગણુધર કોડીશું, વળી સંપ્રતી જીનરાજ;
થાયચ્ચા તસ ગણુધરૂ, સહસશું સિધ્ધાં કાજ. ૧

ઢાળ—ધન્ય ધન્ય જીનવાણી—એ દેશી

એમ કેઈ સિધ્ધ વર્યા મુનીરાયા, નામથી નીર્મળ કાયા રે, એ તીરથ તારૂ, જીલી મયાલી ને ઉવયાલી, સિધ્ધા અનશન પાળી રે ॥ એ૦ ૧ ॥ દેવકી ષટ્ નંદન ઇહાં સિધ્ધા, આતમ ઊજ્જવલ કીધા રે એ૦ ઉજ્જવલગીરી મહાપદ્મ પ્રમાણો, વિશ્વાનંદ વખાણો રે ॥ એ૦ ૨ ॥ વીજયભદ્ર ને ઈંદ્ર પ્રકાશો, કહીએ કપર્દી વાસો રે એ૦ મુક્તિ નીકેતન કેવલ દાયક, ચર્ચગીરી ગુણુલાયક રે ॥ એ૦ ૩ ॥ એ નામે ભય સઘળા નાસે, જય કમળા ઘરવાસે રે. એ૦ શુકરાજા નીજ રાજ્યવિલાસી, ધ્યાન ધરે ષટ્માસી રે ॥ એ૦ ૪ ॥ દ્રવ્ય સેવનથી સાજા તાજા, જેમ કૂકડો ચંદ રાજા રે એ૦ ધ્યાતા ધ્યેય ધ્યાનપદ એકે, ભાવથી શીવફળ ટેકે રે ॥ એ૦ ૫ ॥ ડાળને છંડી બ્રહ્મને વળગે, જાણુ ન થાયે અલગો રે એ૦ મૂલ ઉર્ધ્વ અધ શાખા ચારે, છંદ પુરાણે વિચારે રે ॥ એ૦ ૬ ॥ ઇંદ્રિય ડાલાં વિષય પ્રવાલાં, જાણુંતા પણુ બાળા રે, એ૦ અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જીનશાશન જયકારા રે ॥ એ૦ ૭ ॥ ચાર દોષ કીરીયા છંડાણી, યોગાવંચક પ્રાણી રે ॥એ૦

॥ ગીરીવર દર્શન ફરસન યોગે, સંવેદનને વીયોગે રે ॥ એ૦ ૮ ॥ નીર્જરતો ગુણ શ્રેણે ચડતો, ધ્યાનાંતર જઇ અડતો રે એ૦ શ્રી શુભવીર વસે સુખ મોજે, શીવસુંદરીની સેજે રે ॥એ૦૯॥

॥ કાવ્યં ગિરિવરં૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ય૦ ॥ સ્વાહા

॥ ઇતિ દશમાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥

## ॥ अथ एकादश पूजा प्रारंभः ॥

॥ દોહા ॥ શત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવાનો નંદ ॥
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ॥ વીર કુંવરની વાતડી કેને કહીયે—એ દેશી ॥

તીરથની આશાતના, નવિ કરિયે ॥ નવિ કરિયે રે નવિ કરીયે, ધૂપ ધ્યાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર ॥ તીરથ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આશાતના કરતાં થકાં ધન-હાણી ॥ ભુખ્યાં ન મળે અન્નપાણી, કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ ॥ તીરથ૦ ॥ ૨ ॥ પરભવ પરમાધા-મીને, વશ પડશે ॥ વૈતરણી નદીમાં ભળશે, અગ્નિને કુંડે બળશે, નહીં શરણું કોઈ ॥ તીરથ૦ ॥ ૩ ॥ પૂરવ નવાણું નાથજી, ઈહાં આવ્યા ॥ સાધુ કેઇ મોક્ષ સધાવ્યા, શ્રાવક પણ સિદ્ધ સુહાવ્યા, જપતાં ગિરિનામ ॥ તી૦ ॥ ૪ ॥ અષ્ટોત્તર શતકૂટ એ, ગિરિઠામે ॥ સાંદર્ય યશોધર નામે ॥

પ્રીતિમંડણ કામુક કામે, વળી સહજાનંદ ॥ તી૦ ॥ ૫ ॥ મહેંદ્રધ્વજ સરવારથ, સિદ્ધ કહિયે ॥ પ્રિયંકર નામ એ લહિયે, ગિરિ શીતળ છાંયે રહિયે, નિત્ય કરીયે ધ્યાન ॥ તીરથ૦ ॥ ૬ ॥ પૂજા નવાણું પ્રકારની, એમ કીજે ॥ નરભવનો લાહો લીજે, વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ ॥ તીરથ૦ ॥ ૭ ॥ સેવન ફળ સંસારમાં કરે લીલા ॥ રમણી ધન સુંદર બાલા, શુભવીર વિનોદ વિશાળા, મંગલ શિવમાળા ॥ તીરથ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ય૦ સ્વાહા ॥
॥ ઇતિ એકાદશાભિષેકે ઉત્તર પૂજા સમાપ્ત ॥

---

**॥ અથ કલશ ॥ ॥ રાગ ધન્યાશ્રી ॥**

ગાયો ગાયો રે વિમળાચળ તીરથ ગાયો, પર્વતમાં જેમ મેરૂ મહીધર, મુનિમંડળ જિનરાયો ॥ તરૂગણમાં જેમ કલ્પતરૂવર, તેમ એ તીરથ સવાયો રે ॥ વિ૦ ॥ ૧ ॥ યાત્રા નવાણું ઈહાં અમે કીધી, રંગ તરંગ ભરાયો ॥ તીરથગણ મુક્તાફળ માળા, સંઘને કંઠે છવાયો રે ॥ વિ૦ ॥ ૨ ॥ શેઠ હેમાભાઈ હુકમ લહિને, પાલીતાણા શિર ઠાયો ॥ મોતીચંદ મલુકચંદ રાજ્યે, સંઘ સકળ હરખાયો રે ॥ વિ૦ ॥ ૩ ॥ તપગચ્છ સિંહસૂરીસર કેરા, સત્યવિજય સત્ય

પાયો ॥ કપુરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયોરે ॥ વિ૦ ૪ ॥ શ્રીશુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, પૂજા અધિકાર રચાયો રે ॥ વિ૦ ॥ ૫ ॥ પૂજા નવાણું પ્રકારી રચાવો, ગાવો એ ગિરિરાયો ॥ વિધિયોગે ફળ પુરણ પ્રગટે, તવ હઠવાદ હઠાયો રે ॥ વિ૦ ॥ ૬ ॥ વેદ ૪ વસુ ૮ ગજ ૮ ચંદ્ર ૧ સંવત્સર ( ૧૮૮૪ ) ચૈત્રીપુનમ દિન ધ્યાયો॥ પંડિત વીરવિજય પ્રભુ ધ્યાને, આતમ આપ ઠરાયો રે ॥ વિમળા૦ ॥ ૭ ॥

ઈતિ પંડિત શ્રી વીરવિજયજી કૃત શ્રી શત્રુંજય મહિમાગર્ભિત નવાણું પ્રકારી પૂજા સમાસ. ॥

## ॥ श्री चकेसरी मातानुं स्तवन. ॥

નર ચતુર સુજાણ પરનારી શું પ્રીત કબુ નવ કીજીએ ॥ એ દેશી.

હાંરે મા ચકેસરી સીધાચળ વસીઆરે, જીન રખેવાલની ॥ એ આંકણી ॥ હાંરે મા દેવી મા મોટી દેવી ॥ મા ઈંદ્રાદીક જક્ષે સેવી ॥ હાંરે માની અકલ સરૂપ કહીએ સેવી ॥ મા ચકેસરી ॥ ૧ ॥

હાંરે મા બુડતા વહાણ ઉગારે છે ॥ સેવકના કાજ સધારે છે ॥ હાંરે માની જાત્રા કરે તેને તારે છે ॥ મા ચકેસરી ॥ ૨ ॥ હાંરે માની જાત્રા સઉ કોઈ આવે છે ॥

ચુંદડીઓ શ્રીફુલ લાવે છે ॥ હાંરે માની ભક્તી કરે તેને તારે છે ॥ મા ચક્રેસરી ॥ ૩ ॥ હાંરે મા મસ્તક મુગટ બીરાજે છે ॥ માને કાને કુંડળ છાજે છે ॥ હાંરે માને ગોફણે ઘુઘરી ગાજે છે ॥ મા ચક્રેસરી૦ ॥ ૪ ॥ હાંરે માને કુંકુમ ચુડલા ખળકે છે ॥ માને જડાવ ઝુંમણાં ઝળકે છે ॥ હાંરે માને કોટે પુતળીયા લળકે છે ॥ મા ચક્રેસરી૦ ॥ ૫ ॥ હાંરે મા લક્ષણુ કર્મા વર્ત બાણું ॥ મા ચક્ર પાંચસોએ નીરપાણું ॥ હાંરે ઉગ્યો જાણે શશીઅણુ ભાણું ॥ મા ચક્રેસરી૦ ॥ ૬ ॥ હાંરે મા વામ ભોજા એક ધન ઓપે ॥ મા વજા ચક્ર અંકુજ શોભે ॥ હાંરે મા શેવકના સુખ બહુ શોભે ॥ મા ચક્રેસરી૦ ॥ ૭ ॥ હાંરે મા જાળીઓને ગોખ બીરાજે છે, મા ઘંટ ઘડીઆળા વાજે છે ॥ હાંરે મારી માજીનો ગોફ ગાજે છે ॥ મા ચક્રેસરી૦ ॥ ૮ ॥ હાંરે મા કે શંકર તમે સઈ કરજો ॥ મા દેવી સેવીને સરણે રેહેજો ॥ હાંરે માની ભક્તી કરે તેને ફળ દેજો ॥ મા ચક્રેસરી૦ ॥૯॥

---

# श्री चक्रेसरी मातानुं स्तवन ॥

સારૂ સારૂરે સુરત શેહેર મુંબઇ અલબેલી ॥ એ દેશી ॥

અલબેલીરે ચક્રેસરી માત જોવાને જઇએ ॥ જસ સોવન વરણા ઘાટ ॥ જોવાને જઇએ ॥ હાંરે જસ ઇંદ્ર કરે બહુ માન ॥ જોવાને જઇએ ॥ આંકણી ॥ આ જોવારે

જઇએ ને પાવન થઇએ ॥ દેખી મન ગહુ ગઇએરે ॥ એક તીરથ બીજીજગંદબા ॥ વંદીને સંપદા લઇએ ॥ જોવાને ॥૧॥ હાંરે સાત બોજાળી અતી લટકાળી ॥ મરગપતી વાહન વાળીરે ॥ જીન ગુણુ ગાતા લેતી તાળી ॥ તીરથની રખે-વાલી ॥ જોવાને ॥ ૨ ॥

હાંરે શ્રી સીધાચળ ગીરીપર ગાજે ॥ દેવ દેવી સઉ માજેરે ॥ રંગત જાળી ગોખ બીરાજે ॥ ઘંટ ઘડીઆળાં વાજે ॥ જોવાને ॥ ૩ ॥ હાંરે ઘાટડી લાલ ગુલાલ સોહાવે ॥ પીળા રાતા ચરણુરે ॥ બહુ શોભે છે જગજલુંણીને ॥ કેશર કુંકુમ વરણી ॥ જોવાને ॥ ૪ ॥ હાંરે બાંહે બાજુબંધ બેરખા બીરાજે ॥ કોટે નવસેરો હારરે ॥ કેડે કટી મેખળા રણુ ઝણુકે ॥ હીરા ઝળકે માહે ॥ જોવાને ॥ ॥ ૫ ॥ હાંરે નાકેરે મોતી ઊજવલ વરણાં ॥ કંઠે નવશેરો હારરે ॥ રતન જડીત દોય ઝાંઝર ઝળકે ॥ ઘુઘરીયે ઝમકાર ॥ જોવાને ॥ ૬ ॥

હાંરે શ્રી સીધાચળ પુંડરગીરીપર ॥ ત્યાં છે દંપતી વાસરે ॥ જે કોઈ એ તીરથને સેવે ॥ તેની પુરશે આશ જોવાને૦ ॥ ૭ ॥ હાંરે દેશ દેશના નાનારે મોટા ॥ સંઘવી સંગ લઈ આવેરે ॥ જે કોઈ પેહેલાં શ્રીફલ ચુંદડી ॥ જગ જલું-ણીને ચઢાવે ॥ જોવાને૦ ॥ ૮ ॥ હાંરે સંઘવી સંઘ તણી રખેવાળી ॥ બહુ શોભા છે સારીરે ॥ દીપ વિજય કહે હોજો મંગળ ॥ શાશનની રખેવાલી ॥ જોવાને૦ ॥ ૯ ॥

# આરતી.

રાગ કલ્યાણ—પેહેલી આરતી પ્રથમ જીણુંદા ॥ શેત્રુંજા મંડણ રીખભ જીણુંદા ॥ ૧ ॥ દુસરી આરતી મરૂદેવા નંદા ॥ જુગલા ધર્મ નીવારન ખંડા ॥ ત્રીસરી આરતી ત્રીભોવન મોહીએ ॥ રત્ન સીંહાસન મારા પ્રભુજીને સોહીએ ॥ ૨ ॥ ચોથી આરતી નટ નવી પુજા ॥ દેવ નિરંજન અવર ન દુજા ॥ પંચમી આરતી પ્રભુજીકે સોહીએ ॥ પ્રભુજીકે ગુણ સેવક ગાવે ॥ ૩ ॥

આરતી કીજે પ્રભુ શાંતી જીણુંદકી ॥ ચરણ લંછનકી મેં જાઉ બલીહારી ॥ વિશ્વસેન અચીરાજીકો નંદા ॥ શાંતીનાથ મુખ પુનમ ચંદા ॥ ૪ ॥ આરતી કીજે પ્રભુ નેમ જીણુંદકી ॥ સંખ લંછનકી મેં જાઉં બલીહારી ॥ સમુદ્ર વિજે શિવા દેવીકો નંદા ॥ નેમ નાથ મુખ પુનમ ચંદા ॥ ૫ ॥ આરતી કીજે પ્રભુ પાસ જીણુંદકી ॥ મણીધર લંછન જાઉં બલીહારી ॥ અશ્વસેન વામાજીકો નંદા ॥ પારસનાથ મુખ પુનમ ચંદા ॥ ૬ ॥ આરતી કીજે પ્રભુ વીર જીણુંદકી ॥ સાહીય લંછનકી મેં જાઊં બલીહારી ॥ સીધારથ રાજા ત્રીસલા દેવીકો નંદા ॥ વીર જીણુંદ મુખ પુનમ ચંદા ॥ ૭ ॥ આરતી કીજે પ્રભુ ચોવીસ જીણુંદકી ॥ ચોવીસ જીણુંદકી મેં જાઊં બલીહારી ॥ ૮ ॥

અપછરા કરતી આરતી જીન આગે ॥ જોતો અવિચળ સુખડાં માગે ॥ નાભી નંદન પાસ ॥ અપછરા ॥ આંકણી ॥ થાથૈ નાટક નાચતી પાગે ઠમકે ॥ તો ચરણે ઝાંઝર ઝમકે ॥ સોવર ઘુઘરલી ઘમકે ॥ લેતી ફુદડી બાલ ॥ અપછરા ॥ ૧ ॥ તાલ મરદંગ ને વાંસળી ડફ વેંણા ॥ રૂડા ગાવંતી સૂર ઝીણા ॥ મધુર સુપરાસુર નેના ॥ જોતી મુખડુ નિહાલ ॥ અપછરા ॥ ૨ ॥ ધન મરૂદેવા માતા ને પ્રભુ જાયા ॥ તોરી કંચન વરણી કાયા ॥ મેંતો પુરવ પુંને પાયા ॥ દેખો જીન દેદાર ॥ અપછરા ॥ ૩ ॥ પ્રાણજીવણ પરમેશ્વર પ્રભુ પ્યારો ॥ ભવ ભવના દુખડા વારો ॥ હુંતો સેવક છઉં પ્રભુ તારો ॥ તું છે દીન દયાળ ॥ અપછરા ॥ ૪ ॥ સેવક જાણી આપનો દીલ ધરજો ॥ મોરી આપદા સઘળી હરજો ॥ મુની માણેક સુખીઓ કરજો ॥ જાંણી પોતાનું બાળ ॥ અપછરા ॥ ૫ ॥

---

જય જય આરતી શાંતી તુમારી ॥ તોરા ચરણ કમળકી મેં જાઊં બલીહારી ॥ જય ॥ ૧ ॥ વિશ્વસેન અચિરાજીકે નંદા ॥ શાંતિ નાથ મુખ પુનમ ચંદા ॥ જેજે ॥ ૨ ॥ ચાળીસ ધનુષ સોવનમેં કાયા ॥ મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા ॥ જેજે ॥ ૩ ॥ ચક્રવૃતી પ્રભુ પંચમા સોહે ॥ સોળમા જીનવર જગ સહુ મોહે ॥ જે જે ॥ ૪ ॥ મંગલ આરતી ભોરે કીજે ॥ જનમ જનમનો લાહો લીજે ॥ જેજે

॥ ૫ ॥ કર જોડી સેવક ગુણ ગાવે ॥ સો નર નારી અમર પદ પાવે ॥ જેજે ॥ ૬ ॥ ઈતી શાંની નાથજીની આરતી ॥

## મંગળ દીવો.

દીવોરે દીવો મંગળીક દીવો, આરતી ઉતારો ને બહુ ચરણજીવો ॥ સોહામણો ઘેર પરવ દીવાળી ॥ અમર ખેલે અબળા નારી ॥ દીપાળ ભણે જેને અજવાળી ॥ ભાવે ભકતે વંદન નીહાળી ॥ દીપાળ ભણે જેણે એ કળી કાળે ॥ આરતી ઉતારી રાજા કુમારપાળે ॥ તમ ઘર મંગળીક અમ ઘેર મંગળીક ॥ ચતુર વીધી સંઘને મંગળીક હોજો ॥ દીવોરે દીવો મંગળીક દીવો ॥ આરતી ઉતારો ને બહુ ચરણ જીવો ॥ ઈતિ ॥

રાગ શામેરી—ચારો મંગળ ચાર ॥ આજ મારે ચારો મંગળ ચાર ॥ આંકણી ॥ દીઠો દરશ સરસ જીનજીકો ॥ શોભા સુંદર સાર ॥ આજ ॥ ૧ ॥ છન છન જન મન મોહને ચરચી ॥ ઘસી કેસર ઘન સાર ॥ આજ ॥ ૨ ॥

ધુપ ઊખેવું કરૂં આરતી ॥ મુખે બોલું જેજેકાર ॥ આજ ॥ ॥ ૩ ॥ વીવીધ ભાતકે પુષ્પ મંગાવું ॥ મોગર લાલ ગુલાબ ॥ આજ ॥ ૪ ॥ સમોવસરણ આદીસરજી પુજુ ॥ ચોમુખ પ્રતીમા ચાર ॥ આજ ॥ ૫ ॥ ઈતની ભાવ ભાવના ભાવું ॥ તુમ પ્રભુ તારણ હાર ॥ આજ ॥ ॥ ૬ ॥ સકલ સંઘ સેવક જીનજીકો ॥ આનંદઘન ઉપકાર ॥ આજ ॥ ૭ ॥

